# જીવનનાં દર્દ

ધૂમકેતુ.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

# જીવનનાં દર્દ

મૂળ લેખક

પ્રેમચંદજી

અનુવાદક

કિસનસિંહ ચાવડા



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં. ૧૯૮૭ કિં. ૧-૪-૦

# વિનય

મૂળ તો આ સંગ્રહ ભાઇ વિજયરાયના આગ્રહથી 'સાહિત્ય-સેવકગણુ 'ના હિંદી વિભાગની પ્રથમ પુસ્તિકા માટે ઈ. સ. ૧૯૨૭માં તૈયાર કર્યો હતો. પણ સંજોગોને લઇને એ છપાવવાની યોજના મૂર્ત ન થઇ શકી.

ભાઈ રણછોડજી મીસ્ત્રીએ એ જોયો અને એમને 'પ્રસ્થાન' કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવા જેવો લાગ્યો. આજે એ પુસ્તક-રૂપે પ્રગટ થાય છે એ માટે હું એમનો ઓશિંગણુ છું.

આ સંગ્રહની બધી નવલિકાઓ પ્રેમચંદજીના જુદા જુદા સંગ્રહોમાંથી વીણેલી છે; પણ તેમાં છેલ્લા ત્રણેક સંગ્રહોનો ઉપયોગ કર્યો નથી.

પ્રેમચંદજી હિંદીના શ્રેષ્ઠ અને સિદ્ધહસ્ત' નવલિકાકાર છે. એમની નવલિકાઓનાં આજ સુધીમાં બંગાળી, ઉર્દુ, મરાઠી, અંગ્રેજી અને જાપાનીસમાં ભાષાંતરો થઇ ગયાં છે. આવા એક પ્રથમ પંક્તિના કલાકારને ગુજરાતીમાં ઓળખાવવાની મને તક મળી એનો મને સહજ આનંદ થાય છે.

'જીવન સમુત્ક્રાંતિ માટે મથતા બળોમાં એક પ્રમુખ બળ સાહિત્ય પણુ છે' એ દૃષ્ટિ સામે રાખીને પ્રેમચંદજીની કલા પોતાનો વિકાસ અને વિસ્તાર સાધે છે. વિધાનની સજીવતા અને શૈલીની સ્વાભાવિકતા એ પ્રેમચંદજીની લાક્ષણિક વિશેષતાઓ છે.

આ સંગ્રહ માટે આદિવચન લખી આપીને ભાઇ વિજયરાયે અને ભાષાંતરની રજા આપીને શ્રી. પ્રેમચંદજીએ જે સહાય કરી છે એની ઉપકારનોંધ અહીં સ્વીકારું છું.

વડોદરા
તા. ૧૧-૧૧-૪૦

કિસનસિંહ ચાવડા

# આદિવચન

કોઈ પણ વિવેચનલેખકની અદના કલમ આજને દહાડે પ્રેમચંદજી કે તેમની વાર્તાકલાનો પરિચય ગુજરાતને કેવી રીતે કરાવી શકે ? એવો કોઈ પરિચયપ્રયાસ થઇ શકે ત્યાર પહેલાં, લાંબા વખતથી ગુજરાતી વાર્તાવાચકોના હ્રદયમાં તેમણે પોતાનું સ્થાન લઇ લીધું છે. દસકાથી ય વધુ વખત પર એમની વાર્તાઓ 'વીસમી સદી'એ ભાષાંતરાવીને પ્રસિદ્ધ કરવા માંડી, ત્યાર પછી વર્ષોવર્ષ આપણાં લગભગ બધાં સચિત્ર વાર્તાપ્રધાન માસિકોએ એ સમર્થ આજન્મ નવલિકાકારની કૃતિઓ ગુજરાતીમાં પ્રગટ કરી છે. ભૂલ થતી હોય તો સુધારાને પાત્ર છું, પણ મને તો લાગે છે કે રવિબાબુની નવલિકાઓ ગુજરાતીમાં નથી ઊતરી, તેટલી પ્રેમચંદજીની ઊતરી છે. આનું એક કારણ એ હોય કે બંગાળી કરતાં હિંદીનું ગુજરાતી કરવાની સગવડો આપણને વધારે છે. બીજું કારણ એ હોય કે આ વિષયનું પસંદગીક્ષેત્ર હિંદીમાં છે જ પરિમિત—હમણાં હમણાં આપણને દેખા દેવા માંડેલા જયશંકર પ્રસાદ 'સુદર્શન' અને 'ઉગ્ર'નો પહેલાં સારા નવલિકાલેખક ત્યાં હતા જ એકલા એક 'પ્રેમચંદ.' આ સ્થિતિમાં એમની સૌથી વધુ કૃતિઓ અહીંના અનુવાદકની આંખે અને હાથે ચઢે એ અનિવાય હતું. પણ સૌથી સબળ કારણ તો એ લાગે છે કે સમકાલીન હિંદુજીવનનાં—વિશેષે કરી, પાશ્ચાત્ય સંસ્કારોથી પ્રમાણમાં ઓછા સ્પર્શાયલા હિંદુ જીવનનાં—

સંસારચિત્રો (જે આપણે ત્યાં દ્વિરેફ્ધૂમકેતુના આગમન પહેલાં સ્વતંત્ર ઉત્તમ કલાયુક્ત નવલિકામાં બહુ નહોતાં ઝીલાતાં, તે) પ્રેમચંદ-સાહિત્યમાં જે સ્વાભાવિક, ભાવનામય, સુરેખ કલાથી દોરાય છે, તેનું આકર્ષણ પણ વાચકવર્ગને ઘણું રહે છે. બંકિમચંદ્ર કે હરિનારાયણ આપ્ટે જેવાના ધન્ય અપવાદ સિવાય, ગઇ પેઢીના હિંદના ઘણુંખરા સાહિત્યકારો લોકજીવનથી અને હિંદુ સ્ત્રીવર્ગના જીવનથી વિમુખ હતા. આ દોષ હવે સર્વ પ્રાંતોનાં કમી થતો જાય છે. વાર્તાઓની ભાષા પણ, ખાસ કરીને બંગાળા અને ગુજરાતમાં, ઓછી સંસ્કૃતમય અને વધુ ઘરગતુ થતી જાય છે. આ નવા વલણનું હિંદી દષ્ટાંત તે પ્રેમચંદની આર્યત્વના સુહાગી વાતાવરણે રંગાયલી, ફારસીસંસ્કૃતના સુમિશ્રણમય ભાષાવાળી વાર્તાઓ. આર્ય સંસ્કૃતિ તરફનો તેમનો પક્ષપાત છે તો સર્વવ્યાપક, પણ આ સંગ્રહમાંની 'નાગપૂજા' અને 'શાપ' જેવી રચનાઓમાં તે સારી રીતે આગળ પડી આવે છે. નોંધવું જોઇએ કે આ પક્ષપાતનો એમની વાર્તાપદ્ધતિમાં અતિરેક થતો પણ ક્વચિત જણાય છે. તે એવી રીતે કે, વાર્તા વચ્ચે નૈતિક કે તત્ત્વજ્ઞાની હિતવચનો ઉચ્ચારી, કથા વાંચતા વ્યાસમહારાજ બનવાની લાલચને તેઓ થોડા વશ થાય છે. આ ટીકાના ઉદાહરણ તરીકે, 'આત્મારામ' (વિભાગ ૨, કંડિકા ૨નો અંત)માંનું મોહ વિશેનું બોધવચન તથા 'પ્રેમદ્વાદશી' માંની વાર્તા 'દુર્ગાકા મંદિર'માં કરાયું છે તે માયા સંબંધી નાનુંશું પણ પ્રવચનઃ એ બે ટાંકી શકાય. પણ વાર્તાના વાતાવરણને વિઘાત કરનારી આવી ગળતીઓ જૂજ છે; અને ખૂબી તો એ છે કે, નવલિકાનું પ્રધાન કર્તવ્ય મનોરંજન ન હોય, કોઇક પણ પ્રકારની ઉદ્દેશલક્ષિતા હોય, એવા એમની પ્રસ્તાવનાઓમાંથી સ્પષ્ટ સંભળાતા સૂરો છતાં, કુદરત એમને એ સિદ્ધાંત ઘણીખરી વાર પાળવા દેતી જ નથીઃ એમની નિસર્ગ-સિદ્ધ કલાવૃત્તિ ઉદ્દેશલક્ષિતાને અહર્નિશ આચ્છાદની, વાચકને વાર્તાના રસમાં તરબોળ કરતી હોય છે. વળી, આ શક્તિને પ્રતાપે જ,

જ્યારે તેઓ સમકાલીન રાષ્ટ્રીય સંચલનોમાંથી વસ્તુ લે છે ત્યારે, 'સત્યાગ્રહ' ('પ્રેમદ્વાદશી', નં. ૬) અને 'સરધસ' ('કુમાર', અં. ૭૬)-માં આપણે જોઈએ છીએ તેમ, તેઓ પ્રચારકામી લહિયા બની જતા નથી પણ કલાનુરક્ત સાહિત્યકાર જ રહે છે—એવાં જલદ સંચલનોની પણ ભીતરમાંની માનવતાનો મર્મ ગ્રહણ કરી લઈને, તેને સફળતાથી કલામંડિત વાર્તામાં આલેખે છે.

હિંદી ભાષાના અર્વાચીન સાહિત્યના અગ્રસ્થ ('પાયોનિયર') ગણાયલા આવા એક સમર્થ અને લોકપ્રિય સાહિત્યસર્જકને, વિવેકપૂર્વક અને વૈવિધ્યદૃષ્ટિએ, સંગ્રહરૂપે ગુજરાત સમક્ષ મૂકવાનું માન પામનાર ભાઈ કિસનસિંહજી પહેલા જ છે. એમના સરખા ભાવનાપ્રધાન મનોવૃત્તિના સુલેખકને પ્રેમચંદજી જેવા વાર્તાકારનું આકર્ષણ થયું એ કુદરતી છે. એ ભાવનાઓને લીધે જ, મૂળ હિંદીના ભાવોની કોમલતા અને ભાષાની સજીવ સરળતા દરેક અનુવાદિત વાર્તામાં આવી શકી છે. અને આ સંગીન સફળતા જ આપણને એવું ઇચ્છવા પ્રેરે છે કે જેમ પ્રેમચંદજીનો તેમ બીજા ઉત્તમ હિંદી નવલિકાકારનો પ્રસાદી પણ આપણે નજીકના ભવિષ્યમાં આ જ સુવાચ્ય અનુવાદક દ્વારા પામીએ.

અમદાવાદ
૧ : ૭ : ૩૦

વિજયરાય કલ્યાણરાય

## અનુક્રમણિકા





અગત્યની શુદ્ધિઃ પૃ. ૬૮ ઉપર જે પહેલી લીટી છે

સુખદાઃ "તો શું હવે કોઈની દવા જ નહિ કરો ?"

તે પૃ. ૬૫ ઉપર પ્રથમ જોઈએ.

# પરીક્ષા

## ૧

નાદીરશાહની સેનાએ દિલ્હીમાં કત્લે આમ મચાવ્યો છે. ગલીઓમાં ખૂનની નદીઓ વહે છે. ચારેબાજુ હાહાકાર મચી રહ્યો છે. બજારો બંધ છે. દિલ્હીના લોકો પોતાનો પ્રાણ બચાવવા બારણા બંધ કરી ઘરમાં છુપાઈ રહ્યા છે. કોઈ સહી-સલામત નથી. કેટલાંક ઘરોમાંથી અગ્નિની ગગનસ્પર્શી જ્વાલાઓ નીકળે છે, બજાર લૂંટાઈ રહ્યાં છે, કોઈ કોઈની ફરિયાદ સાંભળતું નથી. અમીરોની બેગમોને ઘરમાંથી ઘસડીને એમની બેઈજ્જતી કરવામાં આવે છે. લોહીતરસ્યા ઈરાની સિપાઈઓ ઉન્મત્ત બનીને મનમાન્યું કરી રહ્યા છે. માનવહૃદયની ક્રૂરતા, કઠોરતા અને પૈશાચિકતા પોતાનું વિકરાળતમ રૂપ ધારણ કરીને દિલ્હીમાં ઉત્સવ કરી રહી છે. આ સમયે નાદીરશાહે બાદશાહી મહેલમાં પ્રવેશ કર્યો.

આ દિવસોમાં દિલ્હી ભોગવિલાસોનું કેન્દ્ર હતી. સોનાચાંદી અને મોતી–ઝવેરાતથી અમીરો અને સરદારોના મહેલો સભર ભર્યા હતા. સ્ત્રીઓને શણગાર સજવા સિવાય બીજું કાંઈ કામ ન હતું. પુરુષોને સુખભોગ વિના બીજી ચિંતા ન હતી. રાજનીતિનું સ્થાન શેર અને શાયરીએ લીધું હતું. સમસ્ત પ્રાંતોમાંથી ધન ખેંચાઈને દિલ્હીમાં આવતું અને પાણીની જેમ વહી જતું. ચાંદી વેશ્યાની દાસી બની હતી. તેતરો અને બુલબુલોની રમતો અને લડાઈઓ જોવામાંથી મોગલ સરદારોને પુરસદ ન હતી. આખુંય નગર વિલાસમાં ડૂબ્યું હતું. નાદીરશાહ શાહી

મહેલમાં પેઠો અને ત્યાંનો સામાન જોઇને એની આંખો ખૂલી ગઇ. એનો જન્મ દરિદ્ર ઘરમાં થયો હતો. એનું આખું જીવન રણભૂમિમાં જ વીત્યું હતું. ભોગવિલાસનો હજી એને ચસકો નહોતો લાગ્યો. રણક્ષેત્રનાં કષ્ટ ક્યાં અને આ ભોગસામ્રાજ્ય ક્યાં ? જ્યાં દૃષ્ટિ પડતી ત્યાં જ ઠરી જતી.

સંધ્યા નમી ગઇ હતી. નાદીરશાહ પોતાના સરદારો સાથે મહેલની સહેલ કરતો, પોતાને મનગમતી વસ્તુઓ સમેટતો દિવાને-ખાસમાં આવીને એક શાહી સોફા પર બેસી ગયો. સરદારોને ચાલ્યા જવાનો હુકમ કર્યો. એણે પોતાનાં સર્વ હથિયાર છોડી નાખ્યાં અને નિરાંતે શ્વાસ મૂકી મહેલના મુખ્ય રક્ષકને બોલાવ્યો. નાદીરે મસ્તીમાં કહ્યું: “ મારે શાહી બેગમોનો નાચ જોવો છે. અત્યારે જ સૌને અહીં હાજર કરો. સુંદરમાં સુંદર શણગાર સજાવો અને અમૂલ્ય હીરામોતી પહેરાવો. ખબરદાર ! જરા પણ વાર થઈ તો.”

૨

નાદીરશાહનો હુકમ સાંભળીને રક્ષકના હોશકોશ ઊડી ગયા. જે બેગમો ઉપર સૂર્યની પણ દૃષ્ટિ નહોતી પડી તે બેગમો આ મીજલસમાં કેમ આવી શકશે ? અને નાચવાની તો વાત જ શું ! શાહી બેગમોનું આવું અને આટલું અપમાન ક્યારેય નહોતું થયું ! રક્ષકના મુખમાંથી હાય નીકળી ગઈ: “ હા, નરપિશાચ ! દિલ્હીના ખૂનથી પણ તારી પ્યાસ ન બૂઝી ! ” પણ નાદીરશાહની સામે એક પણ હરફ ઉચ્ચારવો અગ્નિમાં હાથ નાખવા જેવું હતું. નીચે મોઢે જનાનખાનામાં આવીને બેગમોને નાદીરશાહનો હુકમ સંભળાવ્યો. શાહી ખાનદાની ઉપર આટલી મોટી વિપત્તિ કદી ય નહોતી પડી. પરંતુ આ વખતે વિજયી લૂંટારાના હુકમને માથે ચઢાવ્યા વિના જીવ બચાવવાનો બીજો એકે ઉપાય ન હતો.

બેગમો આ હુકમ સાંભળતાં જ થંભી ગઈ. આખા જનાનખાનામાં માતમ છવાઇ ગયો. નૂપુરઝંકાર અને ચુડીઓના ખણખણાટ ગાયબ થઇ ગયા. સેંકડો હૃદયોમાંથી આ અત્યાચારી લૂંટારા પ્રતિ એક શ્રાપ સરી પડયો. કોઇએ આકાશ તરફ સહાયતા-યાચક નેત્રો વડે જોયું, કોઇએ ખુદા અને રસૂલનું સ્મરણ કર્યું; પરંતુ કોઇ પણ બેગમ એવી ન હતી જેની કાતિલ નજર કટાર કે તલવાર પર ગઈ. આ બેગમોમાંથી કેટલીયની નસોમાં રજપૂતોનું લોહી વહેતું હતું. પરંતુ ઈંદ્રિયલિપ્સાએ 'જોહર'નો અગ્નિ ઠંડો કરી દીધો હતો. સુખભોગની લાલસા આત્મસન્માનનો સર્વનાશ કરી નાખે છે. અરસ્પરસ સલાહ કરીને મર્યાદાની રક્ષાનો કોઇ ઉપાય શોધવાની કોઈની હિંમત ન ચાલી. એક એક ક્ષણ ભાગ્યનો નિર્ણય કરી રહી હતી. આખરે હતાશ બનીને સર્વ લલનાઓએ પાપીની સન્મુખ જવાનો નિશ્ચય કરી દીધો. આંખોમાંથી આંસુ વહેતાં હતાં, દિલમાંથી આહ નીકળતી હતી; છતાં રત્નજડિત આભૂષણો સજાતાં હતાં, આંસુભર્યા નેત્રોમાં સુરમો અંજાતો હતો. શોકથી વ્યથિત શરીર પર સુગંધનો લેપ થતો હતો. કોઇ વાળ ગૂંથતી, તો કોઇ લટોમાં મોતી પરોવતી. એક પણ એવી દૃઢનિશ્ચયી રાજરમણી ન નીકળી કે ઇશ્વરને આધારે પોતાની ટેક પર મુસ્તાક રહી આ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે!

૩

નાદીરશાહે એક વાર લપકતી દૃષ્ટિએ આ પરીઓના સંઘને નીરખી લીધો અને પોતે સોફા ઉપર ટેકીને જરા આડો થયો. પોતાની તલવાર અને કટાર સામે મૂકી દીધી. એક ક્ષણમાં એની આંખો મીંચાવા માંડી. એક વાર આળસ મરડી અને પછી પડખું ફેરવી એણે તો ઘોરવા માંડયું. આખા ઓરડામાં એના નસ્કોરાનો અવાજ પ્રસરી રહ્યો. અર્ધો કલાક સુધી એ એમનો એમ પડયો

રહ્યો. પણ બેગમો નીચું માથું રાખીને દિવાલનાં ચિત્રોની જેમ ઊભી હતી. એમાંથી બેએક વિલાસમૂર્તિઓ તો ઘુંઘટમાંથી નાદીરશાહનું રૂપ જોઇને ચુપકીથી વાત કરી લેતીઃ "કેવું ફિરસ્તાનું નૂર છે! કેવું ભારે શરીર છે! કેવી રણઘેલી આંખો છે!"

અચાનક નાદીરશાહની આંખો ખૂલી ગઇ. પરીઓનો સંઘ પૂર્વવત્ ઊભો હતો. એને જાગેલો જોઇ તેમણે ફરી મુખ નીચું ઢાળી લીધું અને બકરીઓની જેમ ટોળું વળીને ઊભી રહી. સૌનાં દિલ ધડકી રહ્યાં હતાં કે આ જાલીમ હવે શું કરશે? ખુદા આ જાલીમથી બચાવે! ગમે તે થાય પણ નાચીશું તો નહિ જ. આવી બેઇજ્જતી હવે સહન નહિ થઇ શકે!

નાદીરશાહ કઠોર શબ્દોમાં બોલ્યોઃ "ખુદાની બન્દીઓ, તમારી પરીક્ષા લેવા જ મેં તમને સૌને અહીં બોલાવી હતી. પણ અફસોસ છે કે તમારે માટે મને જે ગુમાન હતું તે શબ્દે શબ્દ સાચું પડયું છે. જ્યારે કોઈ પણ કોમની ઓરતોમાં લજ્જા અને મર્યાદા નથી રહેતી ત્યારે તે કોમ મુડદાલ બની જાય છે. મારે એ જ જોવું હતું કે તમારામાં લાજમર્યાદા અને તેને રક્ષવાની તમન્ના છે કે નહિ. મારે તમારી બેહુરમતી નથી કરવી. હું એટલો ઐશઆરામનો બન્દો નથી, નહિ તો આજે જંગલમાં ઘેટાં ચારી ખાતો હોત. સૌન્દર્યની પાછળ હું પાગલ પણ નથી. આજે ઇરાનમાં સરોદ અને સિતારની તાનોમાં હિંદુસ્તાની સંગીત કરતાં કંઈ ઓર જ મઝા હું માણત; પણ મને એ વિલાસ પણ પસંદ નથી. મારે તમારી પરીક્ષા લેવી હતી. મને જોઇને અફસોસ અને શોક થાય છે, કે તમારામાં શિયળ માટેનો પ્રેમ અને એને ખાતર પ્રાણ આપવાનો અગ્નિ હોલવાઇ ગયાં છે. તમારામાંથી કોઇ પણ મારા હુકમને પગ તળે ન છૂંદી શકી! જ્યારે તમે અહીં આવી પહોંચી ત્યારે મેં ઊંઘવાનો ડોળ કર્યો. મારી કટાર અને તલવાર સામે મૂકી

દીધાં, અને તમને તક આપી. તમારામાંથી કોઇ ખુદાની બન્દી એ કટારને ઉઠાવીને મારા જીગરમાં હુલાવી દેત તો મને ખૂબ જ સંતોષ થાત. હું કલામે પાકના કસમ ખાઇને કહું છું કે, તમારામાંથી જો કોઇએ કટાર કે તલવાર લેવા હાથ પણ લંબાવ્યો હોત તો મને બેહદ આનંદ થાત! હું એ નાજુક હાથોની સામે મારી ગરદન ઝુકાવી દેત. પણ અફસોસ છે, કે તૈમુરી ખાનદાનની એક પણ બેટી એવી ન નીકળી જે પોતાની હુરમતને ખાતર હાથ ઉઠાવી શકે. હવે આ સલ્તનત સલામત અને જીવંત નહિ રહી શકે. એની હસ્તીના દિન પૂરા થઇ ગયા છે. એનું નામનિશાન જલદીથી આ દુનિયા પરથી ભુંસાઇ જશે. બસ, જાઓ! અને હજીય તમના અને ગેરત હોય તો સલ્તનતને બચાવો; નહિ તો આવી હવસની ગુલામી કરતાં કરતાં આ દુનિયામાંથી રૂખસદ થાઓ. જાઓ!"



## હુકમનામાના રૂપિયા

### ૧

બે પ્રાણીઓમાં હોય એટલી શારીરિક, માનસિક, નૈતિક અને સામાજિક એકતા નઈમ અને કૈલાસમાં હતી. નઈમ દીર્ઘકાય વિશાળ વૃક્ષ જેવો હતો અને કૈલાસ બાગનું કોમળ ફૂલ; નઈમને ક્રિકેટ અને ફૂટબોલ, સહેલ અને શિકારનું વ્યસન હતું; કૈલાસને વાચનમનનનો વ્યાધિ હતો; નઈમ વિનોદશીલ, વાક્ચતુર, હાસ્યપ્રિય અને વિલાસી યુવક હતો. એને 'આવતી કાલ'ની ચિંતા ન હતી. વિદ્યાલય એને માટે ક્રીડાભવન હતું. કૈલાસ એક એકાંતપ્રિય, આળસુ, વ્યાયામથી નાસવાવાળો, વિલાસથી અભડાઈ જનારો, ચિંતનશીલ અને આદર્શવાદી જીવ હતો. એ ભવિષ્યની કલ્પનાઓથી હમેશાં વ્યાકુળ રહેતો. નઈમ એક શ્રીમંત અને અધિકારી પિતાનો એકનો એક પુત્ર હતો અને કૈલાસ એક સાધારણ ઉદ્યોગી પિતાના કેટલાક પુત્રોમાંનો એક હતો. નઈમને પુસ્તકો ખરીદવા જોઈએ એટલા પૈસા મળતા; કૈલાસ માગી તુગીને ચલાવતો. એકને મન જીવન આનંદનું સ્વપ્ન હતું, બીજાને મન એ દુઃખનો બોજો હતો. આટલી વિષમતાઓ હોવા છતાં પણ બન્નેમાં ગાઢી મૈત્રી અને નિઃસ્વાર્થ વિશુદ્ધ પ્રેમ હતો. કૈલાસ મરી જાય પણ નઈમનો અનુગ્રહપાત્ર ન બને અને નઈમ ગમે તે

થાય પણ કૈલાસથી બેઅદબી ન કરે. નઈમને લીધે કોઇ દિવસ કૈલાસને સ્વચ્છ, નિર્મળ વાયુનો લાભ મળતો તો નઇમ પણ કૈલાસને લીધે કોઇ કોઇ વાર ભવિષ્યનાં સુંદર સ્વપ્ન જોતો. નઇમને માટે રાજ્યદ્વાર ખુલ્લું હતું, એને માટે ભવિષ્ય એ અપાર સાગર ન હતો. કૈલાસને તો જાતે કૂવો ખોદીને પાણી કાઢીને પીવાનું હતું; ભવિષ્ય એને માટે એક ભીષણ સંગ્રામ હતો, જેના સ્મરણમાત્રથી એનું ચિત્ત અશાંત થઇ જતું.

૨

નઇમ બી. એ.માં ત્રીજા વર્ગમાં પાસ થયો હતો, છતાં કૉલેજમાંથી નીકળતાં જ એને શાસનવિભાગમાં અમલદારી મળી ગઇ. કૈલાસ પહેલા વર્ગમાં આવ્યો હતો, પણ કામ મેળવતાં એના પગનાં તળિયાં ઘસાઈ ગયાં. કૈલાસે આખરે વિવશ બનીને પોતાની લેખિનીનો આશરો લીધો. એક વર્તમાનપત્રના તંત્રી અને સંચાલક તરીકે એણે જીવન શરૂ કર્યું. એકે રાજ્યાધિકારનો રસ્તો લીધો, જેનું લક્ષ્ય ધન હતું; અને બીજાએ સેવામાર્ગનો આશરો લીધો, જેનું પરિણામ કીર્તિ, દુ:ખ અને ક્યારેક કારાગાર હતું. નઇમને એની ઑફિસની બહાર કોઈ નહોતું ઓળખતું; પણ એ બંગલામાં રહેતો, મોટર દોડાવતો અને ઉનાળામાં નૈનિતાલ ને મસુરીની સહેલ કરતો. કૈલાસને આખો સમાજ જાણતો હતો, છતાં એનું રહેવાનું મકાન સાધારણ કાચુંપાકું હતું, અને પગ એ જ એના ઘોડા હતા. છોકરાંને માટે દૂધ પણ મહામુશ્કેલીથી મળતું, શાકભાજીમાં ય કરકસર કરવી પડતી. સદ્‌ભાગ્યે નઇમને એક જ પુત્ર હતો, જ્યારે કૈલાસ એક સારા સરખા પરિવારનો પિતા કહેવાતો. બન્ને મિત્રોમાં પત્રવ્યવહાર થતો, કયારેક બન્ને મળતા પણ ખરા. નઇમ કહેતો: "ભાઇ, તું સુખી છે, દેશ અને જાતિની સેવા કરવાનું સદ્‌ભાગ્ય તને મળ્યું છે. અહીં તો પેટપૂજા વિના બીજી કોઈ કામના નથી

રહ્યા." કૈલાસ સમજતો કે આ કેવળ નઇમની વિનયશીલતા છે; અને મારી દુર્દશાથી હું દુઃખી થાઉં એટલા ખાતર આમ કહીને મને સાંત્વના આપવાનો પ્રયત્ન કરે છે એટલે એ પોતાની વાસ્તવિક સ્થિતિને છુપાવવાનો પ્રયત્ન કરતો.

વિષ્ણુપુરની રિયાસતમાં હાહાકાર મચ્યો હતો. રિયાસતના મેનેજરનું એના બંગલામાં જ કોઇએ ધોળે દિવસે ખૂન કર્યું હતું. ખૂની નાસી ગયો હતો પણ અમલદારોનો સંદેહ હતો કે કુમાર સાહેબની ઉશ્કેરણીથી જ આ હત્યા થઈ હતી. કુમાર સાહેબ હજી સગીર હતા. રિયાસતનો પ્રબંધ કાઉન્સિલ દ્વારા થતો હતો. મેનેજર ઉપર કુમારશ્રીની દેખરેખનો ભાર હતો. વિલાસપ્રિય કુમારને મેનેજરની આ દરમિયાનગીરી કાંટાની જેમ ખૂંચતી હતી. બન્ને વચ્ચે વર્ષોથી અણબનાવ હતો. ક્યારેક તો બન્ને જણ અપ્રાસંગિક વાતો પણ કરી બેસતા. એટલે કુમાર ઉપરનો સંદેહ સ્વાભાવિક હતો. આ ઘટનાની તપાસ કરવા જિલ્લાના હાકેમે મિરજા નઇમની ખાસ નિમણુક કરી. કોઇ પોલીસ ઑફિસરને નીમવામાં કુમારશ્રીના માન–અપમાનનો પ્રશ્ન હતો.

નઇમને પોતાના ભાગ્યનિર્માણનો સુવર્ણયોગ પ્રાપ્ત થયો. એ નહતો ત્યાગી કે નહતો જ્ઞાની. સૌ એના ચારિત્રની નિર્બળતાથી પરિચિત હતા, માત્ર સરકાર આ વાતથી બીનવાકેફ હતી. કુમારને તો જોઇતું હતું તે જ મળ્યું. નઇમ વિષ્ણુપુર પહોંચ્યો ત્યારે એનો અસામાન્ય આદરસત્કાર થયો. ભેટોની સરિતા શરૂ થઇ. ખુશામતીઆઓ અને ખીદમતગારોનો શુમાર ન હતો. જમાઈ સાસરે જાય ને સ્વાગત પામે એના કરતાં નઇમનો વધારે સત્કાર થઈ રહ્યો હતો.

એક દિવસ પ્રાતઃકાળે કુમારશ્રીની માતા આવી ને નઇમની પાસે હાથ જોડી નમી પડી. એ વખતે નઇમ આડો પડીને હુક્કો

ગગડાવતો હતો. તપ, સંયમ અને વૈધવ્યની એ તેજસ્વી પ્રતિમા જોઇને એ સફાળો બેઠો થઈ ગયો.

રાણીએ એના તરફ વાત્સલ્યપૂર્ણ ભાવથી જોઇને કહ્યું: "સાહેબ! મારા પુત્રનું જીવન આપના હાથમાં છે. આપ જ એના ભાગ્યવિધાતા છો. આપની માતાના લાડ પણ આપને યાદ છે. એ માતાના સોગંદ દઇને કહું છું, કે મારા લાલની રક્ષા કરો. મારું સર્વસ્વ તમારે ચરણે ધરવા તૈયાર છું."

સ્વાર્થે દયાના સંયોગથી નઇમને સંપૂર્ણ રીતે વશ કરી લીધો.

૩

એજ દિવસોમાં કૈલાસ નઈમને મળવા આવ્યો. બન્ને મિત્રો ગળે ભેટીને મળ્યા. નઇમે વાતોમાં ને વાતોમાં આ ઘટનાનો સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યો અને કૈલાસની ઉપર પોતાના ઔચિત્યની પ્રતિભા નાખવાનો પ્રયત્ન કરી લીધો.

કૈલાસે કહ્યું: "મારા વિચાર પ્રમાણે તો પાપ ગમે તેવા આવરણ નીચે સંતાયું હોય તો પણ તે પાપ જ છે."

નઇમ બોલ્યો: "અને મારા વિચાર પ્રમાણે તો ગુનાથી કોઇનો જીવ બચતો હોય તો તે માફ છે. કુમાર હજી ઊગતો જુવાન છે; બુદ્ધિમાન, ઉદાર અને સહૃદય છે. તમે એમને મળો તો ખુશ થઇ જાવ. સ્વભાવ ખૂબ જ નમ્ર છે. એ તો હું જ યથાર્થમાં ખરાબ પ્રકૃતિનો માણસ હતો કે કુમાર સાહેબ માટે ઉતાવળો અભિપ્રાય બાંધી બેઠો હતો. પણ હું એમ નથી કહેતો કે, એમનું કાર્ય સ્તુત્ય છે. પણ આ ઘટનામાં એમને કાળાપાણીની સજા કરવી કે નિર-પરાધી સાબીત કરીને એમની પ્રાણરક્ષા કરવી એ વિચારવા જેવો પ્રશ્ન જરૂર છે. અને ભાઈ! જો, તારાથી કોઇ પડદો નથી. પુરા વીસ હજાર રૂપિયાનો શિકાર છે. હું માત્ર રિપોર્ટમાં એટલું જ લખું

કે આ તો વ્યક્તિગત વૈમનસ્યને કારણે આ દુર્ઘટના બની છે, કુમારશ્રીને એની સાથે કોઇ પ્રકારનો પણ સંબંધ નથી; બસ થયું. એમની વિરુદ્ધ જે જુબાનીઓ મળી છે તે મેં ગાયબ કરી દીધી છે. મને આ કાર્ય માટે મોકલવામાં અમલદારોની એક મસલત હતી. કુમારશ્રી હિંદુ છે, એટલે કોઈ હિંદુ અમલદારને ન નીમતાં જિલ્લાના હાકેમે આ ભાર મારે માથે મૂક્યો. મેં બેચાર પ્રસંગોએ અમલદારોની દોરવણીથી અને કંઇક સ્વેચ્છાથી મુસલમાનોનો પક્ષ કર્યો હતો, એટલે હિંદુઓના કટ્ટા દુશ્મનતરીકે મારી ખ્યાતિ દૃઢ થઇ ગઇ છે. હિંદુઓ તો મને પક્ષપાતની પ્રતિમા માને છે. આ ભ્રમ મને આક્ષેપોમાંથી બચાવી લેશે. બોલો, કેવી સુંદર યુક્તિ છે ?"

કૈલાસઃ "અને કદાચ વાત ફૂટી ગઇ તો ?"

નઇમઃ તો એ મારી સમજણનો ફેર, મારા અનુસંધાનનો દોષ, માનવપ્રકૃતિના એક અટલ નિયમનું ઉજ્જ્વલ ઉદાહરણ બની રહેશે. હું સર્વજ્ઞ તો છું જ નહિ. મારી નિયત પર આંચ નહિ આવે. મારા ઉપર લાંચ લેવાનો શક નહિ આવી શકે. તમે એને વ્યાવહારિક દૃષ્ટિકોણથી ન જોશો, માત્ર નૈતિક દૃષ્ટિથી જુઓ. આ કાર્ય નીતિને અનુકૂળ છે કે નહિ? આધ્યાત્મિક સિદ્ધાંતાને આમાં ન ઘુસાડી દેશો, કેવળ નીતિના સિદ્ધાંતોથી આની વિવેચના કરી જુઓ."

કૈલાસઃ "આનું ફળ એ થશે, કે બીજા જાગીરદારોને પણ આવાં દુષ્કૃત્યોની ઉત્તેજના મળશે. ધનથી મોટામાં મોટા પાપ ઉપર ઢાંકપિછોડો થઈ શકે છે, એ વિચારના પ્રચારનું કેવું ભયંકર પરિણામ આવશે ? તમે જ અનુમાન કરી જુઓ."

નઇમઃ "હું એવું અનુમાન નથી કરતો. લાંચ આજે પણ વીસમી સદીના અભિયોગો ઉપર પડદો નાખે છે, તોપણ પાપનો ભય પ્રત્યેક હૃદયમાં છે જ."

બન્ને મિત્રોએ મોડે સુધી તર્કવિતર્ક કર્યા કર્યા, પણ કૈલાસનો ન્યાયી વિચાર નઇમના હાસ્ય અને વ્યંગમાં ડૂબી ગયો.

૪

વિષ્ણુપુરના હત્યાકાંડ ઉપર વર્તમાનપત્રોમાં આલોચનાઓ થવા માંડી. બધાં જ પત્રો એક અવાજે કુમારને કલંકિત માનતાં અને સરકાર ઉપર કુમારનો અનુચિત પક્ષપાત કરવાનો દોષારોપણ કરતાં; પણ હજી ઘટનાની તપાસ થતી હતી એટલે પત્રો પોતાનો છેવટનો અભિપ્રાય આપતાં ન હતાં.

મિરજા નઇમે બરાબર એક મહિનાને અંતે ખૂનતપાસ પૂરી કરી. જ્યારે એનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો ત્યારે રાજકીય વાતાવરણમાં ઝંઝાવાત ઊપડયો. લોકોના સંદેહને પુષ્ટિ મળી.

કૈલાસની સામે એક જટિલ સમસ્યા હતી. હજી સુધી એણે આ વિષયમાં મૌન ધારણ કર્યું હતું. શું લખવું તેનો એ હજી નિશ્ચય કરી શકતો ન હતો. સરકારનો પક્ષ લેવો એ તો પોતાના આત્માને ભ્રષ્ટ કરવા જેવું હતું, આત્મસ્વાતંત્ર્યનું બલિદાન આપવા જેવું હતું; પરંતુ મૌન રહેવું એનાથીય વધારે અપમાનકારક હતું. છેવટે બેચાર સહયોગી પત્રોએ એના ઉપર આક્ષેપો પણ શરૂ કર્યા કે એમનું મૌન અમને સકારણ લાગે છે. જ્યારે આ આક્ષેપો એણે સાંભળ્યા ત્યારે એની વ્યાકુળતાનો પાર ન રહ્યો. એના વ્યક્તિગત અને સમષ્ટિગત કર્તવ્ય વચ્ચે ઘોર સંગ્રામ મચ્યો. પચીસ વર્ષની ગાઢી મૈત્રીને અંતરમાંથી જતી કરવી એ હૃદયને ચીરી નાખવા સમાન હતું. જે મિત્ર એના દુઃખે દુઃખી અને સુખે સુખી હતો, જેનું ઉદાર હૃદય નિત્ય એની સહાય માટે તત્પર રહેતું, જેના ઘરમાં જઇને એ પોતાની ચિંતાઓ ભૂલી જતો અને જેના સ્નેહાલિંગનથી એ પોતાનાં સર્વ દુઃખો વીસરી જતો, એ જ મિત્રની હવે જડ ખોદવી પડશે. કેટલો ઘોર વિશ્વાસઘાત! વિશ્વાસ મૈત્રીનું મુખ્ય અંગ છે. નઇમે તેને પોતાનો વિશ્વાસપાત્ર

માની બધી સાચેસાચી હકીકત કહી દીધી છે. એ ગુપ્ત રહસ્યને પ્રકટ કરવું એ કેટલો અન્યાય છે? નહિ, હું મૈત્રીને કલંકિત નહિ કરું, એની નિર્મળ કીર્તિ પર કાળાશ નહિ લગાવું. સ્નેહની સુકોમળ રેશમગાંઠ ઉપર તલવારનો ઘા નહિ ઉગામું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે મારા ઉપર કદી સંકટ પણ આવે તો એ પોતાના પ્રાણુ કાઢી આપતાંય પાછો નહિ હઠે. એવા સહૃદય મિત્રની ગરદન પર તલવાર ચલાવું? ભગવાન મને એ દિવસ ન બતાવે.

પરંતુ સ્વકર્તવ્યનો પક્ષ પણ નિરસ ન હતો. પત્રનો સંપાદક પરંપરાગત નિયમો અનુસાર સમાજનો સેવક છે. એ જે કંઇ જુએ છે તે સમાજની વિરાટ દૃષ્ટિથી જુએ છે; એ જે કંઇ વિચાર કરે છે એના ઉપર સમાજની છાપ હોય છે. સમાજના વિસ્તૃત કલ્યાણક્ષેત્રમાં વિહાર કરવાથી એની દૃષ્ટિમાં વ્યક્તિનું મહત્ત્વ અત્યત સંકીર્ણ બની જાય છે. એ વ્યક્તિને તુચ્છ અને ક્ષુદ્ર સમજે છે. સમાજને ખાતર વ્યક્તિનું બલિદાન આપવું એ એની નીતિનું પ્રથમ અંગ છે. વ્યક્તિ પોતાના સ્વાર્થને પણ સમાજની વેદીમાં હોમી દે છે. એના જીવનનું લક્ષ્ય મહાન અને આદર્શ પવિત્ર હોય છે. જેમણે રાષ્ટ્રો નિર્માણ કર્યાં છે, જેમની કીર્તિ અમર થઇ ગઇ છે, જેમણે પડેલાં રાષ્ટ્રોનો ઉદ્ધાર કર્યો છે, એ મહાન આત્માઓનો એ અનુગામી હોય છે. એના પૂર્વજોની ઉજ્જ્વળ બિરદાવલિને કાલિમા લાગે એવું કામ એ ન જ કરી શકે. કૈલાસ પણ રાજકીય ક્ષેત્રમાં વિખ્યાતિને વર્યો હતો, એને શિરે પણ યશ અને ગૌરવની કલગી ઓપતી. એના નિર્ણયને લોકો બહુ જ આદરથી વધાવી લેતા. એના નિર્ભય વિચારોએ અને નિષ્પક્ષપાત ટીકાઓએ એને પત્ર-સંપાદકોનો નેતા બનાવ્યો હતો. આવા અવસર પર મૈત્રીનો નિર્વાહ કેવળ એની નીતિ અને આદર્શની જ વિરુદ્ધ નહિ પણ એના મનોગત ભાવોની પણ વિરુદ્ધ

હતો. આ કર્તવ્યમાર્ગ પરથી જો પોતે ભ્રષ્ટ થાય તો હમેશને માટે રાજકીય ક્ષેત્રમાંથી એ બહિષ્કૃત થઇ જાય એવું હતું. એ વિચારતો કે નઇમ મા.ા ગમે તેવો દોસ્ત હો, પણ એક વ્યક્તિની રાષ્ટ્રની આગળ શું કિંમત? નઇમના બચવાથી કે સજા પામવાથી રાષ્ટ્ર પર અસર નહિ પડે, પણ સરકારની નિરંકુશતા અને અત્યાચાર પર ઢાંકપિછોડો કરવો, એ રાષ્ટ્રને માટે કેટલું ભયંકર છે! પોતાની આલોચનાનો પ્રભાવ પડશે કે નહિ તેની કૈલાશને પરવા ન હતી. સંપાદકની દૃષ્ટિમાં પોતાનો અભિપ્રાય સિંહનાદ સમાન હોય છે. એ સમજે છે કે મારી લેખિની સરકારને કંપાવી શકે છે, વિશ્વને ડોલાવી શકે છે. નઇમ મારો આત્મીય સ્વજન છે. પરંતુ રાષ્ટ્ર મારો ઇષ્ટદેવ છે મિત્રના પદની રક્ષાને ખાતર પોતાના ઇષ્ટદેવ પર પ્રાણઘાતક આઘાત થાય!

કેટલાય દિવસો સુધી એનાં વ્યક્તિગત અને સંપાદકીય કર્તવ્યોમાં સંઘર્ષ થયા કર્યો. અંતે કર્તવ્યનીતિએ વ્યક્તિને પરાસ્ત કરી. એણે નિશ્ચય કર્યો કે ગમે તે થાય પણ આ રહસ્યને એના યથાર્થ સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવું જ જોઇએ. સરકારની બેભાન જોખમદારી અને અમલદારોની સ્વાર્થી લોલુપતાને લોકોની સામે ખુલ્લી કરી બતાવીશ અને જનતાને બતાવી આપીશ કે સરકાર કોની આંખો વડે જુએ છે અને કોના કાનોથી સાંભળે છે. એની અક્ષમતા, અયોગ્યતા અને દુર્બળતા પ્રમાણિત કરવા માટે આનાથી બીજું કયું સચોટ ઉદાહરણ છે? નઇમ મારો દોસ્ત છે, પણ દેશની આગળ એની કંઇ વિસાત નથી. દોસ્તીના નશામાં ચકચૂર થઇને હું આત્માનું પતન શા માટે કરું? સ્વાધીનતાને કેમ કલંકિત બનાવું? ઓ પ્રાણથીય પ્રિય દોસ્ત નઇમ! મને ક્ષમા કરજે. આજે તારા જેવા મિત્રરત્નની હું મારા કર્તવ્યની બલિવેદી ઉપર આહુતિ આપું છું. તમારે ઠેકાણે જો મારો પ્રિય પુત્ર હોત તો એની પણ આ વખતે રાષ્ટ્રની વેદી ઉપર ભેટ કરી દેત.

બીજે દિવસથી જ કૈલાસે પોતાના પત્રમાં આ દુર્ઘટનાની મીમાંસા શરૂ કરી. નઇમની પાસેથી એણે જે સાંભળ્યું હતું તે બધું એક વ્યવસ્થિત લેખમાળાના સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવા માંડયું. ઘર ફૂટયે ઘર જાય. બીજા તંત્રીઓ અનુમાન, તર્ક અને યુક્તિઓનો આશ્રય લઇને પોતાનો મત સ્થિર કરતા અને એને લઇને અપવાદપૂર્ણ વાતો પણ લખી નાખતા. પરંતુ કૈલાસની લેખમાળા પ્રત્યક્ષ પ્રમાણોના બળથી એવો સમર્થ પ્રભાવ પાડતી કે લોકો મુગ્ધ બની જતા. એની શૈલી એવી સ્વાભાવિક અને સચોટ, અને એની રચના એટલી વ્યવસ્થિત અને પ્રતિભાશાળી હતી કે જનતામાં એની અસર વાયુવેગે ફેલાઇ ગઇ. એના લેખો ટૂંકા પણ સારવાળા હતા. એ લેખમાળામાં એણે નઇમને પણ ન છોડયો. એની સ્વાર્થી અભિલાષાની ક્રૂર મશ્કરી કરી. એણે જે લાંચ લીધી હતી તેની રકમ પણ જાહેર કરી દીધી. અને તે એટલે સુધી પ્રમાણભૂત બનાવી કે નઇમે જ્યારે લાંચ લીધી ત્યારે અમારો ગુપ્તચર ત્યાં હાજર હતો. છેવટે એણે સરકારને પડકાર કર્યો કે એ પોતાનાં પ્રમાણો જૂઠાં સાબીત કરી આપે. આગળ વધીને એણે તો પોતાની અને નઇમની વચ્ચે જે વાર્તાલાપ થએલો તે પણ પ્રસિદ્ધ કરી દીધો. રાણીનું નઇમની પાસે જવું, એના ચરણો આગળ ઢળી પડવું, કુમારશ્રીની ભેટસોગાદો વગેરે સર્વ પ્રસંગોને એક નવલકથાના આકર્ષક સ્વરૂપે એણે ગોઠવી દીધા.

આ લેખમાળાએ રાજકીય વાતાવરણમાં કોલાહલ મચાવી મૂક્યો. ઠેકાણે ઠેકાણે સરકારના આ કૃત્યને વખોડવા સભાઓ થવા માંડી. વર્તમાનપત્રોએ મોટાં મોટાં મથાળાંઓ કરી સરકારની મિટ્ટી પલિત કરી નાખી. કેટલાક સભ્યોએ તો ધારાસભામાં પણ આ વિશે પ્રશ્ન પૂછવાની વાત પ્રસિદ્ધ કરી. અમલદારોને પણ આવો સખત તમાચો કોઇ દિવસ નહિ ખાવો પડયો હોય. આખરે

સરકારે નઇમને ઉશ્કેર્યો અને માનહાનિને માટે કૈલાસ ઉપર વીસ હજાર રૂપિયાનો દાવો મંડાવ્યો.

૫

કૈલાસ ઉપર કોર્ટમાં દાવો મંડાયો. મિરજા નઇમની તરફથી સરકાર પોતે પેરવી કરતી હતી. કૈલાસ પોતાની જાતે પોતાનું ફોડતો હતો. ન્યાયના સંરક્ષકો—વકીલો અને બૅરિસ્ટરોએ કોઇ અજ્ઞાત કારણને લીધે એની વકીલાત કરવા ના પાડી. અંતે ન્યાયાધીશે હારીને કૈલાસ પાસે કોઇ કાયદેસરની સનદ ન હોવા છતાં પોતાનો કેસ ચલાવવાની મંજૂરી આપી. જ્યારે જ્યારે કેસની મુદત હોય ત્યારે ત્યારે કોર્ટ લોકોથી ઊભરાઇ જતી. આના પરિણામને માટે લોકોમાં જુદી જુદી વાતો થતી. કેસના સમાચાર આપનાર વર્તમાનપત્રોના વધારા માટે લોકોમાં લૂંટ પડતી. જે વાત પહેલાં માત્ર વર્તમાનપત્ર વાંચનારાઓ જ જાણતા હતા, તે હવે આખી જનતામાં પ્રસરી ગઇ. ગલીએ ગલીએ અને ઘેરે ઘેર બસ આની આ જ વાતો થતી. લોકોનો ક્રોધ બસ ત્યાં જ ઊતરતો. આખરે એક સુભગ દિવસે માના જણ્યા ભાઇ જેવા એ બે સાચા મિત્રો અદાલતમાં ઊભા થયા. કૈલાસે નઇમની જુબાની લેવી શરૂ કરી. એના મનમાં એક પ્રકારની ઊંડી વેદના થતી હતી. નઇમને માટે પણ આ અગ્નિપરીક્ષા હતી. બન્નેનાં મુખ ઉદાસ હતાં: એકનું આત્મગ્લાનિથી, બીજાનું ભયથી. નઇમ ખુશ રહેવાનો કૃત્રિમ પ્રયત્ન કરતો અને ક્યારેક લુખ્ખું હસતો.

કૈલાસે પૂછ્યું: "તમે અને હું સાથે ભણતા હતા એ તમે કબૂલ કરો છો?"

નઇમ: "હા."

કૈલાસ: "આપણા બન્ને વચ્ચે એટલી મિત્રતા છે કે આપણે એક બીજાનો જરાય અંતરાય નથી રાખતા એ તમને માન્ય છે?"

નઇમ: "હા."

કૈલાસ: "જે દિવસે તમે આ મામલાની તપાસ ચલાવી રહ્યા હતા ત્યારે હું તમને મળવા આવ્યો હતો એ વાત સાચી છે ને?"

નઇમ: "હા."

કૈલાસ: "એ વખતે તમે મને એમ નહોતું કહ્યું કે આ કૃત્ય કુમાર સાહેબની જ પ્રેરણાથી થયું છે!"

નઇમ: "કદાપિ નહિ."

કૈલાસ: "તમારા મુખમાંથી આ શબ્દો નહોતા નીકળ્યા કે પૂરા વીસ હજાર મળે એવું છે?"

નઇમ જરા પણ ન શરમાયો, જરાય ન અચકાયો. એની વાણીમાં જરાય ધ્રૂજારી ન આવી, એના મુખ ઉપર અસંગતિનું એક ચિહ્ન પણ નજરે ન પડયું. એ અચલ ઊભો રહ્યો. કૈલાસે પણ બીતાં બીતાં આ પ્રશ્ન કર્યો હતો. એને ભય હતો કે નઇમ આનો જવાબ નહિ આપી શકે! કદાચ રડી પડશે. પરંતુ નઇમે નિઃશંક ભાવથી કહ્યું: "સંભવ છે કે આ વાત તમે કદાચ સ્વપ્નમાં સાંભળી હશે!"

કૈલાસ એક ક્ષણભર તો દંગ થઇ ગયો. પાછું જોતો વિસ્મયતાથી નઇમની તરફ જોઇને પૂછ્યું: "તમે મને એવું નહોતું સમજાવ્યું કે મેં બેચાર પ્રસંગોએ મુસલમાનો સાથે પક્ષપાત કર્યો છે, અને એને લીધે મને હિંદુઓનો વિરોધી સમજીને આ તપાસનો ભાર સોંપાયો છે?"

નઇમે એવા જ નિઃસંકોચ ભાવથી કહ્યું: "આપની કલ્પનાશક્તિ વાસ્તવમાં આશ્ચર્યજનક છે. વરસો સુધી આપની સાથે રહેવા છતાં મને એ ન સમજાયું કે આપનામાં ઘટનાઓનો આવિષ્કાર કરવાની આટલી ચમત્કારિક શક્તિ છે!"

કૈલાસે આગળ પ્રશ્ન કર્યો. એને પોતાના પરાજયનું દુઃખ ન હતું, એ તો નર્મદના આત્માના પતનથી સળગતો હતો. એ તો કલ્પનાએ નહોતો કરી શકતો કે માણસ પોતાને સ્વમુખે બોલેલી વાતોનો આટલી શાંતિથી અને નિઃસંકોચ રીતે અસ્વીકાર કરી શકે છે. આ માનવનિર્બળતાની પરાકાષ્ઠા છે. જેનું અંતર અને બહાર એક હતું, જેના વિચાર અને વ્યવહારમાં ભેદ ન હતો, જેની વાણી આંતરિક ભાવોની આરસી હતી, તે નર્મદ, સરળ, આત્માભિમાની, સત્યભક્ત નર્મદ આટલો ધૂર્ત, આવો અધમ થઇ શકે છે ? ગુલામીના સંચામાં ઢળાઇને એણે પોતાની માણસાઈ પણ ખોઇ નાખી છે ? ગુલામી દિવ્ય ગુણોનું રૂપાન્તર કરનારું યંત્ર તો નથી ! અદાલતે નર્મદને વીસ હજાર રૂપિયાનું હુકમનામું કરી આપ્યું. કૈલાસ પર પણ વજ્રઘાત થયો.

૬

આ ઠરાવ ઉપર રાજકીય વાતાવરણમાં પાછી ઉથલપાથલ મચી રહી. સરકારી પત્રોએ કૈલાસને ધૂર્ત કહ્યો, લોકપક્ષના પત્રોએ નર્મદને શયતાન બનાવ્યો. નર્મદના આ દુરસાહસે ન્યાયની દૃષ્ટિમાં ભલે એને નિર્દોષ પૂરવાર કર્યો હોય, પણ લોકદૃષ્ટિમાં એની આબરૂ રોળાઈ ગઈ. કૈલાસ ઉપર સહાનુભૂતિના તારો અને પત્રો આવવા માંડયા. બીજાં વર્તમાનપત્રોમાં એની નિર્ભયતા અને સત્યનિષ્ઠાની પ્રશંસાઓ થવા માંડી. કોક ઠેકાણે સભાઓ થઈ અને કોર્ટના આ ઠરાવ સામે અસંતોષ દર્શાવવામાં આવ્યો. પરંતુ સૂકાં વાદળાંઓથી પૃથ્વીને કદી તૃપ્તિ થાય છે ? વીસ હજાર રૂપિયા લાવવા કયાંથી ! આદર્શપાલનનું આ જ મહામૂલ્ય છે; રાષ્ટ્રસેવા મોંઘો વેપાર છે. વીસહજાર રૂપિયા તો કૈલાસે જોયા પણ ન હતા. આટલા રૂપિયાના વ્યાજમાંથી તો કૈલાસનું જીવન નભી જાત. પોતાના પત્રમાં પોતાની કરમકથા રડીને ફંડ એકઠું

કરવાની એને ધૃણા હતી. એને એમ જ લાગતું કે મારા ગ્રાહકોની સમ્મતિ લઈને મેં આ યુદ્ધ નહોતું કર્યું. જેને માટે હું જોખમદાર છું એનો ભાર ગ્રાહકો ઉપર કેમ નાખું ? કદાચ એવું ફંડ કરવાથી પાંચ હજાર રૂપિયા મળે, પણ એ પત્રકારિત્વના આદર્શની વિરુદ્ધ છે. કીર્તિ ને સહાનુભૂતિ તો મને મળે છે; પછી બીજાના માથા ઉપર બોજો લાદવાથી શું લાભ ? ભલે મારું પત્ર બંધ થઈ જાય, હું કેદમાં જાઉં, મારું મકાન હરાજ થઇ જાય, મારા સર્વસ્વનું લીલામ થઇ જાય એ સર્વ મને મંજૂર છે. માથે પડી છે તે ભોગવી લઇશ, પણ ભીખ માટે કદી હાથ નહિ લંબાવું.

સૂર્યોદયનો સમય હતો. આંખમાંથી આંસુઓની ધારા ચાલી નીકળે એમ પૂર્વ દિશામાંથી પ્રકાશની ધારા વહેતી હતી. કોઈના કરુણ રુદનના ધ્વનિ જેવો પવન ધીમેથી આવીને કાળજે અડકતો. સામેનું મેદાન દુઃખી હૃદયની જેમ પ્રકાશનાં બાણોથી વિંધાઈ રહ્યું હતું, ઘરમાં નિઃસ્તબ્ધતા પથરાઈ ગઈ હતી. બાળકોનો કોલાહલ કે માતાનો ખિજવાટ કશુંય ન હતું. જ્યાં દીપક હોલવાઇ રહ્યો હોય ત્યાં ઘરમાં પ્રકાશ ક્યાંથી આવે ? આ આશાનો નહિ પણ શોકનો પ્રભાવ હતો. જપ્તિકારકૂન આજે કૈલાસની સંપત્તિનું લીલામ કરવા આવનાર હતો.

કૈલાસ આંતર્વેદનાથી વિહ્વળ બની ગયો. એનાથી હાય સાથે બોલાઈ જવાયું: “આજે મારા જાહેર જીવનનો અંત આવી જશે. જે મહેલાતની રચના કરવામાં જીવનનાં પચ્ચીસ વર્ષો આપી દીધાં, તે આજે જમીનદોસ્ત થઇ જશે. મારા વહાલા પત્રનું ગળું આજે કોઇ ક્રૂરને હાથે મરડાઈ જશે. મારા પગમાં ઉપહાસ અને અપમાનની બેડીઓ પડી જશે, મુખ ઉપર કલંકની કાલિમા લાગી જશે, આ શાંતિકુટિર ઉજ્જડ બની જશે અને આ પરિવાર કોઈ કરમાયલા ફૂલની પાંખડીઓની જેમ વિખાઈ જશે. સંસારમાં

આજે એમને માટે ક્યાંય આશ્રય નથી, લોકસ્મૃતિના ગાઢ અંધકારમાં વિલીન થઇ જશે, કોઈને મારી સ્મૃતિય નહિ રહે. મારા દુઃખ ઉપર કોઈએક આંસુ સારનારું'ય નહિ હોય !

અચાનક એને યાદ આવ્યું કે આજના અંકને માટે હજી અગ્રલેખ નથી લખ્યો. આજે મારા સુહૃદ વાચકોને જણાવી દઉં કે 'પત્રના જીવનનો આ અંતિમ દિવસ છે. આપની સેવામાં પહોંચવાનું સૌભાગ્ય હણાઇ ગયું છે. અમારી અનેક ભૂલોને માટે અમે ક્ષમા માગીએ છીએ. આપ લોકોએ અમારા માટે જે સહવેદના અને સહૃદયતા પ્રકટ કરી છે એને માટે અમે સદેવ આપના કૃતજ્ઞ રહીશું. અમને આ અકાલ મૃત્યુથી શોક નથી થતો. કારણકે પોતાના કર્તવ્યપથ પર અવિચલ રહેનારને જ આ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. દુઃખ તો એ જ છે કે અમે દેશને ખાતર આથી વધુ સમર્થ બલિદાન ન આપી શક્યા.'

આ લેખ ફરીથી વાંચી જઇ જોવા એ ખુરસી પરથી ઊઠે છે એવામાં કોઇનો પગરવ સંભળાયો.

મિરજા નઇમ ધીમે પગલે અંદર દાખલ થયો. એ જ હસતો ચહેરો, એ જ ભાવરમતી આંખો. આવતાં જ કૈલાસને ભેટી પડયો.

કૈલાસે ગરદન છોડાવતાં કહ્યું: "મારી જીવનહોળીમાં ઘી હોમવા આવ્યા છો ? મારી લાસને ઠોકરે મારવા પધાર્યા છો ?"

નઇમે એને જોરથી બાથમાં લઇને કહ્યું: "બીજું શું થાય ? મહોબ્બતની એ જ તો મઝા છે."

કૈલાસ: "અત્યારે મારી મશ્કરી ન કરશો. હું મરી રહ્યો છું. કદાચ મારી બેસીશ."

નઇમની આંખો અજબ થઇ ગઇ. બોલ્યો: "વીર, તારી જીભેથી આજ વાક્યો સાંભળવા માટે તો હું અધીર થઈ રહ્યો

હતો. તારે કહેવું હોય એટલું કહે, મને તો એ મધુર સંગીત જેટલું મીઠું અને વહાલું લાગે છે !"

કૈલાસ: "અને પેલો જમીદાર મારા ઘરનું લીલામ બોલાવશે ત્યારે શું થશે ? પોતાનો જીવ બચાવીને દૂર થવામાં વીરતા નથી."

નઇમ: "લીલામ કરવા આવશે ત્યારે હું અને તું તાળીઓ વગાડીશું."

કૈલાસ: "જાલીમ ! તને મારાં બચ્ચાંઓની પણ દયા ન આવી ?"

નઇમ: "પણ તને બીજો કોઇ ન મળ્યો તે મારા ઉપર જ આ બધો રોષ કાઢયો ?"

કૈલાસ: "સત્યની ઉપેક્ષા કરવી એ મારા સિદ્ધાંતની વિરુદ્ધ હતું."

નઇમ: "અને સત્યનું ગળું મરડી નાખવું એ મારા સિદ્ધાંતને અનુકૂળ હતું !"

કૈલાસ: "હવે બસ કર. મારાથી નથી સંભળાતું."

નઇમ: "કૈલાસ, જવા દે બધી વાત. મને ખૂબ ભૂખ લાગી છે. કંઇક નાસ્તો લાવી આપ. ઘેરથી ખાધા વિના જ નીકળ્યો છું."

કૈલાસ: 'આજે તો અહીં એકાદશી છે, સર્વ શોકમાં મર્યાં પડયાં છીએ. તારી બગમાં કાંઇ હોય તો કાઢ, આજે સાથે બેસીને ખાઇ લઇએ. પછી જીવનમાં કોણ જાણે કયારે મળીશું."

નઇમ: "હવે તો આવી ભૂલ નહિ કરોને ?"

કૈલાસ: "અરે, આ તો મારા રોમે રોમમાં વ્યાપી ગઇ છે. જ્યાં સુધી સરકાર અમારી ઉપર પશુબળથી અમલ ચલાવશે ત્યાં સુધી આવો જ વિરોધ, આવો જ વિપ્લવ ચાલુ જ રહેશે. ખેદ એટલો જ છે, કે હવે મને યુદ્ધ કરવાનો અવસર નહિ મળે.

પરંતુ તમને વીસ હજારમાંથી વીસ પણ પૂરા નહિ મળે. આ ઝૂંપડી જેવા ઘરમાં શું છે ?"

નઇમ: "અરે ! વીસ હજારથી પાંચગણા હું તારી પાસેથી વસૂલ કરી શકીશ."

કૈલાસ: "હવે જા ભાઇ, જા !"

નઇમ: "જો, મારે રૂપિયાની તાણ છે. ચાલો આપણે માંહોમાંહે નિકાલ કરી લઇએ."

કૈલાસ: "કુમારના વીસ હજાર રૂપિયા હજમ થઇ ગયા તોય હજી સંતોષ નથી થયો ? રૂપિયા તો ઓકી કાઢવા પડશે."

નઇમ: "ધનથી ધનની ભૂખ વધે છે. ચાલો, ખાનગી રીતે સમજુતી કરી લઇએ."

કૈલાસ: "પણ મારી પાસે છે શું તે હું સમજુતી કરી લઉં ? મારી પાસે તો આ કાગળ ને કલમ વિના બીજું કંઇએ નથી!"

નઇમ: "બસ, મારું ઋણ ચૂકવવા એટલું બસ છે. બસ તું એટલું કબૂલ કર કે હું જે માગું તે તું આપીશ."

કૈલાસ: "આ ઘર ઊંચકી જા, મને પકડાવી જા, તારી મરજીમાં આવે તે કર !"

નઇમ: "ના. એટલું બધું નહિ. માત્ર એક વસ્તુ."

કૈલાસ: "શું ?"

નઇમ: "ઉમાની સાથે પાંચ મિનિટની વાતચીત."

કૈલાસ: "ઉમાની સાથે જીવનભર તો વાતો કરી. હજી નથી ધરાયો ?"

કૈલાસને આમાં કંઇ સમજણુ ન પડી. અંતરની વેદનાએ એને વિહ્વળ બનાવી દીધો હતો. કૈલાસના ઘરમાં પડદો ન હતો. ઉમા ચિંતામગ્ન બેઠી હતી. નઇમને જોતાં જ તે ચોંકી ઊઠી. પણ દબાતે હૃદયે તેણે કહ્યું: "આવો ભાઇ ! બહુ દિવસે આવ્યા."

કૈલાસ આ કુતૂહલ જોતો બારણાની આડમાં ઊભો રહીને સાંભળતો હતો. એને નઇમ પર અવિશ્વાસ ન હતો, માત્ર કુતૂહલ-વૃત્તિ હતી.

નઇમે કહ્યું: " ઉમા બહેન ! હુકમનામાના રૂપિયા વસૂલ કરવા આવ્યો છું. "

રૂપિયાનું નામ સાંભળતાં જ ઉમા ગંભીર થઇ ગઇ. કહ્યું: " રૂપિયામાં તો અમે છીએ. "

નઇમ બોલ્યો: " બહેન, હમણાં જ મેં કૈલાસ પાસેથી પાઇએ પાઇ વસૂલ કરી લીધી. "

ઉમા: " એ રૂપિયા ક્યાંથી લાવ્યા ? "

નઇમ: " એ તો તમને હંમેશની ટેવ પ્રમાણે કહ્યું હશે કે દેશસેવા કરનારને નસીબે ગરીબી જ હોય છે. પણ મેં તો પાઇએ પાઇ વસૂલ કરી લીધી ! "

ઉમા: " મને વિશ્વાસ નથી આવતો. "

નઇમ: " આપ સરલ છો એટલે કદાચ નહિ સમજો. તમને વિશ્વાસ ન આવતો હોય તો લો આ રૂપિયા મળ્યાની પહોંચ ! "

બન્ને મિત્રો ફરીથી પહેલાંની જેમ સાચે ભાવે ભેટી પડયા. બન્નેની આંખમાંથી આભારનાં આંસુ ઊભરાયાં અને આ પવિત્ર જળથી બન્નેનાં હૃદયનો મેલ ધોવાઇ ગયો.

નઇમે ફરી રડતાં રડતાં કહ્યું: " ઉમા બહેન, મને રૂપિયા મળી ગયા. "

# આત્મારામ

વિજયપુર ગામમાં મહાદેવ સોની એક પ્રખ્યાત માણસ હતો. પોતાની પરસાળમાં સવારથી સાંજ સુધી એક અંગેઠીની સામે બેસીને એ ખટ્-ખટ કર્યા કરતો. એ સતત અવાજ સાંભળવાના લોકો એટલા બધા ટેવાઇ ગએલા કે કોઇ કારણે એ અવાજ બંધ પડતો તો સૌને લાગતું કે જાણે કોઇ વસ્તુ ખોવાઇ ગઇ છે. મહાદેવ મળસ્કામાં દરરોજ એક વાર પોતાના પોપટનું પાંજરું લઇને તળાવ ભણી જતો. એ ભૂખરા પ્રકાશમાં એનું જર્જરિત શરીર, પીળું પડી ગએલું મુખ, ઊંડી ઊતરી ગએલી આંખો અને વળેલી કમ્મર જોઇને કોઈ અજાણ્યા માણસને પિશાચ હોવાનો ભ્રમ થાય એવું હતું. જ્યાં લોકોને કાને અવાજ પડતો:

" સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા
ગુરુકે ચરણમેં ચિત્ત લાગા.
બોલો પોપટ બોલો. "

એટલે લોક સમજી જતા કે હવે સવાર થઇ ગયું.

મહાદેવનું સાંસારિક જીવન સુખી ન હતું. એને ત્રણ દીકરા હતા, ત્રણ પુત્રવધૂઓ હતી, કેટલાંય સગાંવહાલાં હતાં; પરંતુ એના ભારને હલકો કરે એવું કોઈ ન હતું. દીકરા કહેતા: " જ્યાં સુધી બાપાજી જીવે છે ત્યાં સુધી જીવનમાં આનંદ માણી લઇએ. પછી આ કરમકથા તો છે જ. " બીચારા મહાદેવને ક્યારેક તો ભૂખ્યા

રહેવું પડતું. જમવાની વખતે એના ઘરમાં સામ્યવાદનું એવું યુદ્ધ થતું.કે એ ભૂખ્યો જ ઊઠી જતો અને આખા નાળિયેરની કાચલીમાંથી બનાવેલો પોતાનો સ્વદેશી હુક્કો પીતો પીતો ઘડીક વાર નિદ્રાધીન થઇ જતો. એનું ઉદ્યોગી જીવન એથીય વધારે અશાંત હતું. એ પોતાના ધંધામાં કુશળ હતો, એની ઘડાઇ સુરેખ અને ઘાટદાર થતી. બીચારો ખૂબ કષ્ટ વેઠીને વસ્તુ તૈયાર કરતો, પણ દિવસ ઊગ્યે એને ઉતાવળીઆ માણસોના અપશબ્દ સાંભળવા પડતા. પણ મહાદેવ અચળ ગંભીરતાથી માથું નીચું રાખીને બધું સાંભળી રહેતો. જ્યાં આવો કલહ શાંત થઇ જતો કે તરત જ પોતાના પ્રિય પોપટના પાંજરા તરફ જોઇને બોલી ઊઠતો: “ સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા....” આ મંત્ર જપતાં જ એનું ચિત્ત શાંત થઇ જતું.

૨

એક દિવસે જોગજોગે કોઈ તોફાની છોકરાએ પાંજરાનું બારણું ઉઘાડી નાખ્યું. પોપટ ઊડી ગયો. મહાદેવે માથું ઊંચું કરીને જ્યાં પિંજરાની સામે જોયું ત્યાં એની આંખો ઘડીભર ઠરી ગઈ ને કાળજામાં ઊંડો ઘા પડ્યો. પોપટ ક્યાં ગયો ? એણે ફરી વાર સ્થિર દૃષ્ટિ કરીને પિંજરામાં જોયું, પણ પોપટ ન હતો. મહાદેવ ગભરાઇને આંગણામાં આવ્યો અને આમ તેમ ઝાડ ઉપર અને છાપરા ઉપર નજર કરી. એને સંસારમાં કંઈ પણ વહાલું હોય તો એ પોપટ હતો. છોકરાંછૈયાંથી, સગાંવહાલાંથી એનો જીવ ભરાઇ ગયો હતો. છોકરાંની ધાંધલથી એનું કામ ખોટી થતું. એને દીકરાઓ ઉપર પ્રેમ ન હતો. પાડોશીઓ દરરોજ આવીને એની અંગેઠીમાંથી દેવતા લઇ જઇ એને હેરાન કરતા. આ બધી મુશ્કેલીઓમાં એને માટેનો વિશ્રામ માત્ર એક પોપટ હતો. પોપટને જોઇને એ બધું ભૂલી જતો. મહાદેવની એ છેલ્લી અવસ્થા હતી, કે જ્યારે માણસ શાંતિ માટે તલસે છે.

પોપટ એક છાપરા ઉપર બેઠો હતો. મહાદેવે પાંજરું ઉતાર્યું અને એને બતાવીને કહ્યું: "સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા..." પણ ગામનાં અને ઘરનાં છોકરાં ભેગાં થઇને તાળીઓ પાડીને ચીચિયારી કરવા લાગ્યાં. ઉપરથી કાગડાઓએ કૌકોની રટ લગાવી. પોપટ ત્યાંથી ઊડી ગયો અને ગામ બહાર એક ઝાડ ઉપર જઇને બેઠો. મહાદેવ ખાલી પાંજરું લઇને એની પાછળ દોડયો. લોકોને એની ઘેલછા ઉપર અચંબો થઇ રહ્યો હતો. મોહની આનાથી સજીવ, સુંદર અને ભાવમય કલ્પના નથી કરી શકાતી.

બપોર થઇ ગયા હતા. ખેડૂતો ખેતરમાંથી ઘેર રોટલા ખાવા આવતા હતા. એમને વિનોદનો અવસર મળ્યો. મહાદેવને ચીડવવામાં સૌને મઝા પડતી. કોઇએ કાંકરા ફેંક્યા, કોઇએ તાળી વગાડી. પોપટ પાછો ઊડયો અને ત્યાંથી દૂર એક આંબાના બાગમાં એક ઝાડની ડાળીએ જઇને બેઠો. મહાદેવ એની પાછળ પાછળ ખાલી પાંજરું લઇને દોડતો ચાલ્યો. બાગમાં પહોંચ્યો ત્યાં તો પગના તળિયામાંથી અગ્નિ ઝરતો હતો, માથું ફરતું હતું. જરા સાવધાન થઇ ફરી પાછો પાંજરું બતાવીને કહેવા મંડયો: "સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા." પોપટ ઉપરની ડાળ ઉપરથી આવીને નીચેની એક ડાળ ઉપર બેઠો; પણ મહાદેવની તરફ સાશંક ભાવથી જોઇ રહ્યો હતો. મહાદેવ સમજ્યો કે એ બીએ છે. એ પાંજરાને ત્યાં ઉઘાડું મૂકીને જરા દૂર બીજા ઝાડની ઓથે સંતાઇ ગયો. પોપટે ચારે તરફ તાકી તાકીને જોયું અને નિઃશંક બનીને નીચે આવી પાંજરા ઉપર બેસી ગયો. મહાદેવનું હૃદય ઊછળવા લાગ્યું. 'સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા" નો મંત્ર જપતો જપતો ધીરે ધીરે એ પાંજરાની સમીપ આવ્યો અને પોપટને પકડવા જાય છે ત્યાં ફરી વાર પોપટ ઊડયો અને ઝાડ પર જઇ બેઠો.

સાંજ પડી ત્યાં સુધી આમ ને આમ ચાલ્યું. પોપટ ડાળ ઉપર બેસે અને નીચે આવે. પાંજરા ઉપર બેસે ને પાછો ઊડી જાય.

બુઢ્ઢો મહાદેવ મૂર્તિમંત મોહ હતો તો પોપટ મૂર્તિમતી માયા હતી. રાત પડી. માયા અને મોહનો આ સંગ્રામ અંધકારમાં સમાઇ ગયો.

## ૩

રાત પડી ગઈ. ચારે બાજુ નિબીડ અંધકાર છવાઇ ગયો. પોપટ કોણ જાણે પાંદડાના જૂથમાં ક્યાંય સંતાઇને બેઠો હતો. મહાદેવ જાણતો હતો કે રાતે પોપટ ક્યાંય નહિ જાય, પણ એ તો ત્યાંથી હાલ્યો જ નહિ. આજે એણે આખો દિવસ કંઇએ ખાધું ન હતું. રાતના વાળુ કરવાનો વખત પણ વીતી ગયો. પાણીનું ટીપુંય તેણે પીધું ન હતું. પણ એને ભૂખ અને તરસ ન હતાં. પોપટ વિના એને પોતાનું જીવન નિસ્સાર, શુષ્ક અને સૂનું લાગતું હતું. એ રાતદિવસ કામ કરતો તે એટલા માટે કે પોપટ એની આંતર-પ્રેરણા હતો, જીવનમાં કામ એટલા માટે કરતો કે કામ કરવાની એને ટેવ પડી ગઇ હતી. આ કામોમાં એને પોતાની સજીવતાનું લેશ માત્ર પણ ભાન ન હતું. પોપટ જ એક એવી વસ્તુ હતી કે જે એ ચેતનાની યાદ આપતો. પોપટનું હાથથી જવું એટલે જીવનો દેહત્યાગ કરવા જેવું હતું.

આખા દિવસનો ભૂખ્યો તરસ્યો મહાદેવ થાકી ગયો હતો અને રહી રહીને ઝોકાં ખાતો હતો. એ રહી રહીને ચોંકી ઊઠતો અને એ સૂના અંધકારમાં એનો કરુણ અવાજ સંભળાતોઃ " સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા."

મધરાત વીતી ગઇ. અચાનક એક દૃશ્ય જોઇને એ ચોંકી ઊઠયો. બીજા ઝાડની નીચે એક ઝીણો દીવો બળતો હતો અને કેટલાક માણસો કુંડાળું વળીને કંઇક વાતો કરતા હતા. બધા ચલમ ફૂંકતા હતા. તમાકુની સુગંધે એને અધીર બનાવી દીધો. ઊંચા સ્વરે બોલ્યોઃ " સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા," અને પેલા માણસો બેઠા હતા

એ તરફ ચલમ પીવા ચાલ્યો. જેમ બંદૂકનો અવાજ સાંભળીને હરણાંઓ નાસી જાય, તેમ મહાદેવને આવતો જોઇને સૌ નાસી ગયા. કોઇ આ બાજુ નાઠો, કોઇ પેલી બાજુ નાઠો. મહાદેવે બૂમ પાડીઃ "ઊભા રહો, ઊભા રહો." એને એમ થયું કે આ બધા ચોર છે. એટલે એ જોરથી બરાડી ઊઠ્યોઃ "ચોર, ચોર, ચોર, પકડો, પકડો!" ચોરોએ પાછું ફરીનેય ન જોયું.

મહાદેવે દીવાની પાસે જઇને જોયું તો એક લોટો પડયો હતો. લોટો ઉપાડીને જોતાં મહાદેવનું હૃદય ઊછળવા માંડયું. લોટામાં સોનામહોરો હતી. એણે એક મહોર કાઢીને દીવાને અજવાળે જોઈ તો ખરેખરી મહોર જ હતી. એણે તરત જ લોટો લઇ લીધો ને દીવો હોલવી નાખ્યો, અને એક ઝાડની નીચે સંતાઇને બેઠો. તે શાહનો ચોર બની ગયો.

એને પાછી શંકા થઇ કે રખેને ચોર પાછા આવે અને મને એકલો જોઇને મહોરો ખૂંચવી લે. એટલે એણે કેટલીક મહોરો કમ્મરે બાંધી અને કેટલીકને ખાડો ખોદીને ત્યાં દાટી.

## ૪

મહાદેવની આંતરદૃષ્ટિની સામે હવે ચિંતાઓ અને કલ્પનાઓથી ભર્યું એક બીજું જ જગત ખડું થઇ ગયું. હજી ધન હાથમાંથી જતું રહેવાનો ભય હતો, છતાં વાસનાઓએ પોતાનું કામ શરૂ કરી દીધું. એક પાકું મકાન બની ગયું, શાહુકારની એક મોટી દુકાન ઊઘડી ગઇ, સગાંવહાલાંઓથી પાછો સંબંધ બંધાઈ ગયો અને વિલાસની સામગ્રીઓ એકઠી થઇ ગઇ. ભાઇ તીર્થયાત્રા કરવા ચાલ્યા. ત્યાંથી પાછા આવીને જ્યારે ધામધૂમથી યજ્ઞ અને બ્રાહ્મણ-ભોજન થયાં. ત્યારબાદ એક કૂવો અને શિવાલય બંધાઇ ગયાં, એક

બાગ બની ગયો અને એમાં નિત્ય કથાવાર્તા થવા માંડી. સાધુસંતોનો આદરસત્કાર શરૂ થઇ ગયો.

અકસ્માત્ એના ધ્યાનમાં આવ્યું કે કદાચ ચોર આવશે તો હું કેમ કરીને નાસી જઇશ ? એણે પરીક્ષા કરવા માટે લોટો ઊચક્યો અને લાંબે સુધી દોડતો નાઠો, જાણે એના પગમાં પાંખો ઊગી! ચિંતા શાંત થઇ ગઈ. આ કલ્પનાઓમાં રાત વીતી ગઇ. પરોઢ થયું, પવન જાગ્યો, ચકલીઓ ચીંચીં કરવા લાગી. સહસા મહાદેવના કાનમાં અવાજ આવ્યો: " સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા, ગુરુકે ચરણમેં ચિત્ત લાગા. " આ બોલ હંમેશાં મહાદેવની જીભ પર રહેતા હતા. દિવસમાં હજાર વાર આ શબ્દો એના મુખમાંથી બોલાતા, પરંતુ એમાંનો ધાર્મિક ભાવ એના અંતઃકરણને સ્પર્શ નહોતો કરતો. જેમ કોઇ વાજિંત્રમાંથી નિરર્થક અને પ્રભાવશૂન્ય સ્વર નીકળે એમ એના મુખમાંથી આ શબ્દો નીકળતા હતા. એનું હ્રદયરૂપી વૃક્ષ પત્રપલ્લવ-વિહીન હતું. નિર્મળ વાયુ એને ગુંજારિત નહોતો કરી શકતો; પણ હવે એ વૃક્ષમાં નવી ડાળીઓ ફૂટી હતી અને નવાં પાંદડાં આવ્યાં હતાં. જરા જેટલા વાયુની હલકથી એ વૃક્ષ ડોલી ઊઠયું.

અરુણોદયનો સમય હતો. પ્રકૃતિ એક અનુરાગમય પ્રકાશમાં ડૂબી ગઇ હતી. એ જ સમયે પોપટ ઝાડની છેલ્લી ડાળીએથી આકાશમાંથી જેમ તારો સરે એમ ઊતરીને પાંજરામાં બેસી ગયો. મહાદેવ પ્રફુલ્લિત બનીને દોડયો, અને પાંજરાને ઉપાડી બોલ્યો: " આવો આત્મારામ! તમે દુઃખ તો બહુ દીધું, પણ મારું જીવન સફળ કરી દીધું. હવે તો તમને ચાંદીના પાંજરામાં રાખીશ અને સોને મઢીશ. " એના અણુએ અણુમાંથી ભગવાનના ગુણાનુવાદનો ધ્વનિ નીકળતો હતો. " પ્રભુ! તમે કેટલા દયાળુ છો! આ તમારું અસીમ વાત્સલ્ય છે, નહિ તો મારા જેવો પાપી, પતિત પ્રાણી

ક્યારે આ કૃપાને યોગ્ય હતો!" આ પવિત્ર ભાવોથી એનો આત્મા વિહ્વલ બની ગયો. એ અનુરક્ત થઇને બોલી ઊઠયોઃ

સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા
ગુરુકે ચરણુમેં ચિત્ત લાગા."

એણે એક હાથમાં પાંજરું લીધું, બગલમાં લોટો લીધો અને ઘર ભણી ચાલવા માંડયું.

૫

મહાદેવ ઘેર પહોંચ્યો ત્યારે કંઇક અંધારું હતું. રસ્તામાં એક કૂતરા વિના બીજું કોઇ તેને ન મળ્યું; અને કૂતરાને સોના મહોરા સાથે લેવાદેવા ન હતી. એણે લોટાને પોતાના ઓરડામાં સંભાળીને જમીનમાં દાટી દીધો. સૂરજ મહારાજ ઊગીને જરા સામા થયા કે મહાદેવ સીધો ગોરને ઘેર પહોંચ્યો. ગોર પૂજાના પાટલા ઉપર બેઠા બેઠા વિચાર જ કરતા હતા કે કાલે જ દાવાની તારીખ છે અને હજીસુધી હાથમાં કોડીય આવી નથી. જજમાનોમાંથી કોઈ પણ સળવળતું નથી એટલામાં મહાદેવે નમસ્કાર કર્યા. મહારાજે મુખ ફેરવી લીધું. એમને થયું કે આ અમંગળ મૂર્તિનું ક્યાં સવારમાં મોઢું જોયું. કોણુ જાણે હવે આખો દિવસ કેવો જશે! જરા તિરસ્કારભર્યા અવાજે બોલ્યાઃ "કેમ, સવારના પહોરમાં પધાર્યા છો? તમે જાણુતા નથી હું સવારમાં પૂજામાં હોઉં છું?" મહાદેવે વિનીતભાવે હાથ જોડીને કહ્યું: "બાપજી! આજે મારે ઘેર સત્યનારાયણુની કથા છે." ગોર વિસ્મિત થઇ ગયા. પહેલાં તો વિશ્વાસ ન આવ્યો. પોતાને ઘેરથી ભિખારીને અનાજ આપવું એ જેટલું આકરું અને અસાધારણુ કાર્ય હતું, તેટલી જ અસાધારણુ ઘટના મહાદેવને ઘેર સત્યનારાયણુની પૂજા હતી. પુરોહિતે

પૂછ્યું: " આજે શું છે ? " મહાદેવ બોલ્યો: " આજે એવી જ ઇચ્છા થઇ કે ભગવાનની કથા સાંભળીએ. "

સવારથી તૈયારીઓ થવા માંડી. વિજયપુર અને પાસેનાં ગામોમાં નોતરાં નીકળ્યાં. જે સાંભળતું તેના આશ્ચર્યનો પાર નહોતો રહેતો.

સાંજ પડી અને સર્વ લોકો આવી પહોંચ્યાં. પુરોહિત એક આસન ઉપર વિરાજમાન થયા અને મહાદેવે પાસે જ ઊભા રહીને હાથ જોડી વિનંતિ કરી: " ભાઇઓ, મારી આખી ઉમ્મર છળકપટ કરતાં કરતાં પૂરી થવા આવી. કોણ જાણે કેટલાયનું ખોટાનું ખરું અને ખરાનું ખોટું કર્યું છે, કેટલાયને દગો દીધો છે. મારા જીવનની એ કાળાશને ભગવાને આજે કૃપા કરીને ધોઇ નાખવાની દયા કરી છે. સૌ ભાઇઓને હું વિનંતિ કરું છું કે, જેનું જેનું મારી પાસે માગતું લેણું હોય, જેઓના ચોખ્ખા માલમાં દગો કર્યો હોય, તેઓ સર્વને મારી પાસેથી પોતાની પાઇએ પાઇ વસૂલ કરવાની મારી આજીજી છે. કોઈ અહીં ન આવી શક્યું હોય તો આપમાંથી કોઇ આ સંદેશો એમને પહોંચાડજો. કાલથી એક મહિનાની અંદર દરેક પોતપોતાનું લેણું પતાવી લે. "

એકઠા મળેલા લોક આશ્ચર્યના સાગરમાં ડૂબી ગયા. કોઇ કંઇ બોલવા લાગ્યું, તો કોઇએ કંઇ વાત શરૂ કરી. બીજાએ બીજો કટાક્ષ કર્યો, તો ત્રીજાએ ત્રીજા જ માર્મિક ભાવથી ટાણો માર્યો. પરંતુ લોકોને આ વખતે લેણું વસૂલ કરવાની બહુ નહોતી પડી. એમને તો એ જાણવું હતું કે આટલું બધું ધન આવ્યું ક્યાંથી ? પણ કોઇ મહાદેવને પૂછવાનું સાહસ ન કરી શક્યું. ગામડાના માણસો દાટેલા પોપડા ઉખેડવા શું જાણે ? અને બીચારા લોકોને યાદ પણ ન હતું કે મહાદેવે કોનું શું લીધું છે ? વાતાવરણની પવિત્રતા

અને નમ્રતા, સહૃદયતા અને પ્રભાવે લોકોની જીભ બંધ કરી દીધી. સર્વેને મહાદેવની સાધુતાએ વશ કરી લીધાં.

અચાનક પુરોહિતજી બોલ્યાઃ "તમને યાદ છે, મેં તમને એક કંઠી બનાવવા સોનું આપ્યું હતું, અને તેમાંથી કેટલીક રતિ સોનું ઓછું થયું હતું?" મહાદેવે વિના સંકોચે કહ્યુંઃ "હા યાદ છે. આપનું કેટલુંક નુકસાન થયું હતું?" "પચાસ રૂપિયા," પુરોહિતજી બોલ્યા. મહાદેવે ગજવામાંથી બે સોનામહોર કાઢીને પુરોહિતજીના હાથમાં મૂકી.

પુરોહિતની લોલુપતા પર ટીકાઓની ઝડીઓ વરસી. આ બામણો ભારે બેઇમાની છે. બહુ તો આઠ દસ રૂપિયા નુકસાન થયું હશે, તેમાં આ પચાસ રૂપિયા બીચારા પાસેથી ઝૂંટવી લીધા. બ્રાહ્મણ થયો છે, પણ ભગવાનનોય ડર નથી. કહેવડાવવામાં પુરોહિત, પણ નિયતના ચોર! રામ રામ!

મહાદેવ લોકોનો શ્રદ્ધાપાત્ર થઇ પડયો. એક કલાક વીતી ગયો, પણ એ હજારોની મેદનીમાંથી એક પણ માણસ ઊભું ન થયું. મહાદેવે ફરી કહ્યુંઃ "ભાઇઓ! આપ સૌ ભૂલી ગયા હશો. આજથી એક મહિના સુધી હું તમારી રાહ જોઇશ. પછી તો હું જાત્રાએ જવાનો છું. જમવાનો સમય થઇ ગયો છે. આપ સૌ હવે મારો ઉદ્ધાર કરો."

એક મહિના સુધી મહાદેવે લેણદારોની રાહ જોઇ. રાત્રે ચોરના ડરથી ઊંઘ નહોતી આવતી. હવે એ કામ કરતો ન હતો, સાધુસંત જે બારણે આવતા તેમનો યથાયોગ્ય સત્કાર કરતો. દૂર દૂર મહાદેવની યશકીર્તિ પ્રસરી ગઇ. મહિનો વીતી ગયો, પણ કોઈ માગનાર ન આવ્યું. હવે મહાદેવને ખબર પડી કે સંસારમાં કેટલો ધર્મ અને કેટલો સદ્વ્યવહાર છે. હવે એને અનુભવ થયો, કે સંસાર ભલાને માટે ભલો અને બૂરાને માટે બૂરો છે.

૬

આ ઘટનાને પચાસ વર્ષ વીતી ગયાં છે. વિજયપુરમાં જનાર પ્રવાસીને દૂરથી જ એક ઊંચા મંદિરના ગોપુર ઉપર સોનેરી કળસ નજરે પડે છે. મંદિર ભવ્ય અને કલાપૂર્ણ છે. પાસે જ એક સુંદર તળાવ છે. અને એમાં અસંખ્ય કમળો ખીલી રહ્યાં છે. એ તળાવમાં માછલાં મારવાની સખ્ત મનાઇ છે. તળાવને કિનારે એક વિશાળ સમાધિ છે. એ જ 'આત્મારામ' નું સ્મૃતિચિન્હ છે. એના સંબંધમાં જુદી જુદી દંતકથાઓ ચાલે છે. કોઈ કહે છે એનું રત્નજડિત પાંજરું સ્વર્ગમાં ચાલ્યું ગયું છે; કોઇ કહે છે એ તો 'સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા,' કહેતો કહેતો અંતર્ધ્યાન થઇ ગયો. લોકો કહે છે હજીય મધરાતે તળાવને કિનારે ક્યારેક અવાજ આવે છે:

" સત્ ગુરુદત્ત શિવદત્ત દાતા
ગુરુકે ચરણમેં ચિત્ત લાગા."

મહાદેવના સંબંધમાં પણ કેટલીય લોકકથાઓ ચાલે છે. એમાં સૌથી વિશ્વાસપાત્ર કથા છે કે, આત્મારામના સમાધિસ્થ થયા પછી મહાદેવ કોઈ સંન્યાસીની સાથે હિમાલય ચાલ્યો ગયો અને પછી ત્યાંથી પાછો આવ્યો જ નહિ. 'આત્મારામની સમાધિ' વિજયપુરમાં મોટું, પવિત્ર અને યાત્રાનું સ્થાન કહેવાય છે.

❧

# શેતરંજના ખેલાડી

## ૧

વાજિદઅલી શાહનો સમય હતો. લખનૌ વિલાસિતાના રંગમાં ડૂબ્યું હતું. નાના મોટા, અમીર અને ગરીબ સૌને મન વિલાસ જ એક વસ્તુ હતી. કોઇ નાચગાનની મીજલસો જમાવતું, કોઈ અફીણના કસુંબામાં મસ્ત રહેતું, અને કોઇને મદિરા જ જીવનલહાણુ હતી. જીવનના અણુએ અણુમાં વિલાસિતા મૂર્તિમંત હતી. શાસનવિભાગમાં, સાહિત્યક્ષેત્રમાં, સામાજિક વ્યવસ્થામાં, કલાકૌશલમાં, ઉદ્યોગધંધામાં અને આહારવ્યવહારમાં: એ સૌમાં વિલાસ વ્યાપી રહ્યો હતો. રાજકર્મચારી વિષયવાસનામાં, કવિઓ પ્રેમ અને વિરહનાં વર્ણનોમાં, કારીગરો કલાબત્તુ અને સાકીન બનાવવામાં, સુરમાઓ અને અત્તરો બનાવવામાં મશગુલ હતા. જગતમાં શું થઇ રહ્યું છે એની કોઇને પરવા ન હતી. તેતરો લડી રહ્યાં છે, બુલબુલની લડાઇને માટે સરંજામ તૈયાર થઇ રહ્યો છે. કોઇ ઠેકાણે ચોપાટ ખેલાઈ રહી છે. ક્યાંક શેતરંજના ખેલમાં રંગ જામી રહ્યો છે. બસ રાજાથી માંડીને રંક આજ ધૂનમાં મસ્ત હતાં. બેપરવા એટલે સુધી, વિલાસ એટલો બેહદ કે ફકીરોને પૈસા મળે તો તેઓ અનાજને બદલે અફીણ, ગાંજો અને દારૂ ખરીદતા. શેતરંજ, તાસ, ગંજીપો અને બાજી રમવાથી બુદ્ધિ તીવ્ર બને છે, વિચારશક્તિનો વિકાસ થાય છે અને ગૂંચો ઉકેલવાની ટેવ પડે છે, એવી દલીલો જોરથી થતી. આ ફિલસૂફીથી પ્રેરાઇને મિર્જા સજ્જાદ અલી

અને મીર રોશનઅલી પોતાનો ઘણોખરો વખત બુદ્ધિ તીવ્ર બનાવવામાં વ્યતીત કરતા હતા. બન્નેની પાસે બાપદાદાની વારસામાં મળેલી જાગીરો હતી. આજીવિકાની જરાય ચિંતા ન હતી. ઘરમાં બેઠાં નિરાંતે રંગરાગ માણતા. બીજો કશો ઉદ્યોગધંધો ન હતો. સવારમાં બન્ને મિત્રો નાસ્તો કરીને બેસતા, બાજી પથરાઇ જતી અને યુદ્ધના દાવપેચ શરૂ થતા. પછી ખબર નહોતી પડતી કે ક્યારે બપોર થયા અને ક્યારે સમીસાંજ થઇ. ઘરમાંથી વારંવાર બાંદી બોલાવવા આવતીઃ "નામદાર, ભોજન તૈયાર છે." જવાબ મળતોઃ "ચાલો આવું છું, દસ્તરખાન બિછાવો." પછી તો થાકીને બબરચી એ જ ઓરડીમાં ખાવાનો થાળ મૂકી જતો. અને બન્ને મિત્રો બન્ને કામ સાથે કરી લેતા. મિર્ઝા સજ્જાદ અલીના ઘરમાં કોઇ ઘરડું ન હતું, એટલે એમના જ દિવાનખાનામાં બાજી રમાતી. પરંતુ મિર્ઝાજીના ઘરનાં બધાં માણસો આ પીડાથી નાખુશ હતાં, એકલાં ઘરવાળાં જ નહિ પણ મહોલ્લાવાળા, નોકરચાકરો સૌ એમની ઠઠ્ઠામશ્કરી કરતા અને આ મનહૂસ રમતને ધિક્કારતા. લોકો કહેતા કે આ રમત ઘરની ધૂળધાણી કરી નાખે છે. આદમી દીન કે દુનિયા કોઇ કામનો નથી રહેતો; ન ઘરનો, ન ઘાટનો. એ વિનાશક રોગ છે. મિર્ઝા સાહેબની બેગમને પણ આ બેય પર ખૂબ રોષ હતો અને અવસર મળતાં મિર્ઝા સાહેબની ઝાટકણી પણ કાઢતી. પણ એને બીચારીને આવો અવસર જવલ્લે જ મળતો. બેગમ હજી પથારીમાંથી મળસ્કે ઊઠીય ન હોય ત્યાં તો બાજી શરૂ થઇ જતી. અને રાત્રે જ્યારે ભર-ઊંઘમાં ઘોરતી હોય ત્યારે મિર્ઝાજી શયનગૃહમાં પધારતા. એટલે બેગમ સાહેબા પોતાનો બધો ગુસ્સો નોકરો ઉપર ઉતારતી. કોઇ નોકર પાન લેવા આવે તો કહેતીઃ "કહે, અંદર આવીને લઇ જાય. ખાવાનીય ફુરસદ નથી?" "જાવ, આ ખાવાનું એમના માથા ઉપર મૂકી આવો. પછી એ ખાય કે કૂતરાને ખવડાવે." પણ બીચારી કંઇ કરી શકતી ન હતી. એને પોતાના પતિ કરતાં મીર

સાહેબ પર વધારે ગુસ્સો આવતો. બેગમે એમનું નામ 'મીર બિગાડુ' રાખ્યું હતું. મિર્ઝાજી પોતાને બચાવવા હમેશાં બધો દોષ મીર સાહેબને માથે ઢોળી દેતા.

એક દિવસ બેગમ સાહેબાના માથામાં દર્દ શરૂ થયું. એમણે બાંદીને કહ્યું: "જાઇને મીર્ઝા સાહેબને બોલાવી લાવ." બાંદી ગઇ એટલે મીર્ઝાજીએ કહ્યું: "ચાલ આવું છું." પોતાનો દર્દથી જીવ જાય અને ખાવિંદ શેતરંજ ખેલ્યા કરે, એ બેગમથી સહન ન થયું. બેગમનો મિજાજ હાથથી ગયો. મોઢું લાલચોળ થઇ ગયું. ફરીથી બાંદીને કહ્યું: "જા, હમણાં જ બોલાવી લાવ; નહિ તો કહે કે એકલાં જ હકીમને ત્યાં ચાલ્યાં જશે." મિર્ઝાજી દિલચસ્પ બાજી રમી રહ્યા હતા. રમતમાં મિર્ઝાજીની જીતની બાજી હતી, માત્ર બે જ મોહરાં મીર સાહેબની હાર થતી હતી. છંછેડાઇને બોલ્યા: "હજી જીવ તો નથી ગયો ને? જરા સબુરી નથી રાખી શકતી?"

મીર સાહેબની બાજી હાર પર હતી. એમણે કહ્યું: "અજી, જરા જઇને સાંભળી તો આવો, શું કહે છે? સ્ત્રીઓનો સ્વભાવ નાજુક હોય છે."

મિર્ઝા કહે: "વાહવાહ! જુઓ, આ બે જ મોહરાં મરાય એટલે તમે હાર્યા."

મીર કહે: "જનાબ, એ વિશ્વાસે ન રહેશો. એવી ચાલ ચાલ્યો છું કે તમારાં મોહરાં તમારા ઘરમાં રહી જાય અને બાજી મારી થાય. પણ જાઓ તો ખરા, અમસ્તા શીદને એમનું દિલ દુભાવો છો?"

મિર્ઝા: "ત્યારે હવે આ વાત ઉપર તો તમને મ્હાત કરીને જ જઇશ."

મીર છાનામાના બેઠા અને કહ્યું: "મારે રમવું જ નથી. તમે પહેલાં અંદર જઇને સાંભળી આવો."

મિર્ઝાએ કહ્યુંઃ "અરે યાર, હમણાં હકીમને ત્યાં જવું પડશે. સાચેસાચ દર્દ નથી, મને હેરાન કરવાનું બહાનું છે."

મીરઃ "ગમે તે હો, પરંતુ એમની ચાકરી તો કરવી જ જોઈએ."

મિર્ઝાઃ "એક ચાલ ચાલીને જાઉં છું."

મીરઃ "હરગીજ નહિ. જ્યાં સુધી તમે સાંભળીને નહિ આવો ત્યાં સુધી હું મોહરાંને હાથ જ નહિ લગાવું."

મિર્ઝા સાહેબ પરેસાન થઇને અંદર ગયા. બેગમ સાહેબાએ ભમ્મરો ચઢાવીને કહ્યુંઃ "તમને હરામખોર શેતરંજ આટલી બધી પ્રિય છે? કોઇ મરી જાય પણ ઊઠવાનું નામ નહિ. તમારા જેવો તો કોઇ માણસ દુનિયામાં નહિ હોય!"

મિર્ઝાઃ "શું કરું, મીર સાહેબ માનતા જ નહોતા ને! મુશ્કેલીથી અહીં આવ્યો છું."

બેગમઃ "જેવા એ નિખટ્ટુ છે એવા બીજાને ય સમજે છે. એમને ઘેર એમનાં બાલબચ્ચાં છે કે નહિ? કે અહીં જ એમનું ઘરબાર છે?"

મિર્ઝાઃ "મોટા માણસ છે. જ્યારે આવી ચઢે છે ત્યારે પરવશ થઇનેય રમવું પડે છે."

બેગમઃ "ધૂતકારી કેમ નથી કાઢતા?"

મિર્ઝાઃ "સમોવડીઆ છે. ઉમ્મરમાં, દરજ્જામાં મારાથી બે આંગળ વધારે છે. શરમ રાખવી પડે છે."

બેગમઃ "તો હું જઇને ધૂતકારી આવું છું, નારાજ થાય તો ભલે થાય. કોઈ કોઇનું પૂરું નથી કરતું. રાણી રૂઠશે તો એનો સોહાગ લેશે. હીરિયા, જા, બહારથી શેતરંજ ઉઠાવી લાવ. મીર સાહેબને કહેજેઃ 'મિયાં હવે રમવા નહિ આવે, આપ તશરીફ લઇ જાવ."

મિર્ઝા: " હાં, હાં, જોજે એવો ગજબ કરતી. બેઆબરૂ કરવી છે શું ? હીરિયા, આમ આવ. "

બેગમ: " જવા દો એને, મારું ખૂન પીઓ જો એને રોકો તો. ભલે, એને રોકશો; મને રોકો ત્યારે ખરા."

આમ કહીને બેગમ ગુસ્સાભરી દિવાનખાના તરફ ચાલી. મિર્ઝાના મુખની સુરખી ઊડી ગઈ. બીબીની ખુશામત કરવા લાગ્યા: " તને હજરત હુસેનનાં સોગન. મારી મૈયત જુએ જો તું જાય તો." પણ બેગમે ન માન્યું. દિવાનખાનાના દ્વાર સુધી ગઈ; પણ એકાએક પરપુરુષની સામે જતાં એના પગ બંધાઈ ગયા. અંદર જોયું તો ઓરડો ખાલી હતો. મીર સાહેબે બે ચાર મોહરાં ફેરવીને ગોઠવી દીધા હતાં, અને પોતાની સફાઇ બતાવવા ઝરૂખામાં ટહેલતા હતા. બેગમે અંદર પહોંચી બાજી ઉલટાવી નાખી, મોહરાંને જોરથી આમતેમ ફગાવી દીધાં, અને અંદરથી દ્વાર બંધ કરીને તાળું મારી દીધું. મીર સાહેબ ઉંબરા ઉપર જ ઊભા હતા. મોહરાં બહાર ફેંકાતાં હતાં, ચુડીઓનો ખણખણાટ થતો હતો. દ્વાર બંધ થયાં એટલે મીર સમજી ગયા કે બેગમ સાહેબા આજે બગડી છે. છાનામાના ઘરનો રસ્તો લીધો !

મિર્ઝા સાહેબ ધૂંધવાઇને બોલ્યા: " તેં ગજબ કર્યો."

બેગમે છંછેડાઇને કહ્યું: " હવે જો મીર સાહેબ અહીં આવશે તો ઊભા ઊભા જ પાછા કાઢીશ આટલી ધૂન ખુદાથી લગાવત તો કંઇ ગરીબ નહોતા થઇ જવાના. તમે તો શેતરંજ ખેલો અને હું અહીં ચૂલાચક્કીની ફિકરમાં મરી જાઉં ! હકીમને ત્યાં લઇ જવી છે કે હજીયે જીવ ઠેકાણે નથી ! "

મિર્ઝા સાહેબ હકીમને ઘેર જવા નીકળ્યા. પણ હકીમને બદલે પહેલાં મીર સાહેબને ત્યાં પહોંચ્યા અને બધો વૃત્તાંત કહ્યો. મીર સાહેબે કહ્યું: " મેં તો મોહરાં બહાર ફેંકાતાં જોતાં જ સમજી

લીધું એટલે સીધો ઘરનો રાહ લીધો. બહુ ગુસ્સાવાળી દેખાય છે. પણ તમે આટલી માથે ચઢાવી મૂકી છે તે મુનાસિબ નથી. તમે બહાર શું કરો છો એ સાથે એને શું મતલબ? ઘરની વ્યવસ્થા કરવી એ એનું કામ. બહારની વાતો સાથે એને શું સંબંધ?"

મિર્ઝા બધું ભૂલી જતા હોય એમ બોલ્યા: "જવા દો યાર, હવે એ તો કહો કે હવે ક્યાં જમાવીશું?"

મીર ખુશીથી બોલી ઊઠયા: "આવડું મોટું ઘર પડયું છે ને! બસ અહીં જ જમાવો."

મિર્ઝાએ સંકોચાઇને કહ્યું: "પણ બેગમને કેમ મનાવું? ઘેર બેઠક થતી હતી ત્યારે તો આટલું કરતી હતી અને જ્યારે અહીં સાંભળશે ત્યારે તો જાન પરેશાની કર્યા વગર નહિ રહે."

મીર સાહેબે બેપરવાઇથી કહ્યું: "બકવા દો એની મેજે, એ ચાર દિવસમાં આપોઆપ શાંત થઇ જશે. આજથી તમે પણ જરા અતડા જ રહો."

## ૨

મીર સાહેબની બેગમ સાહેબા કોઈ અજ્ઞાત કારણથી મીર સાહેબનું બહાર રહેવું જ પસંદ કરતી હતી. એટલે એમના શેતરંજપ્રેમની ચર્ચા નહોતી કરતી. ક્યારેક મીર સાહેબ બપોરને બદલે રાત્રે આવતા ત્યારે 'મોડું થયું છે' એટલું જ મીઠી જબાનથી યાદ આપતી. આ કારણથી મીર સાહેબને ભ્રમ થઇ ગયો હતો કે મારી બેગમ બહુ વિનયશીલ અને ગંભીર છે. પણ જ્યારે પોતાના જ દિવાનખાનામાં અડ્ડો જામ્યો અને મીર સાહેબ આખો દિવસ ઘરમાં જ રહેવા લાગ્યા, ત્યારે એનાથી ન રહેવાયું. એની સ્વાધીનતામાં અડચણ ઊભી થઇ.

પેલી બાજુ નોકરોમાં કાનફુસી થવા માંડી. આજ સુધી ઘરમાં પડયા પડયા આખો દિવસ માખો માર્યા કરતા હતા. ઘરમાં ગમે તે આવે ને ગમે તે જાય એમને કંઇ પડી ન હતી. પણ હવે તો આઠે પહોરની ધુંસરી લદાઇ ગઇ. કયારેક પાન લાવવાનો હુકમ થતો તો કયારેક મિઠાઇની આજ્ઞા છૂટતી. અને હુકો તો કોઇ પ્રેમીની જેમ હંમેશાં સળગતો જ રહેતો હતો. નોકરો બેગમને ફરિયાદ કરતા: "હજુર, મિયાં સાહેબની શેતરંજ અમારા જાનની જંજાળ થઈ પડી છે. હેરાફેરા ખાતાં ખાતાં પગનાં છોડાં ઊખડી જાય છે. રમતની આ તે કોઈ રીત છે કે સવારથી બેઠા તે સાંજ જ પાડે. ઘડી બેઘડી દિલ બહેલાવવા રમી લેવું ઠીક છે. ખેર, અમારી તો કોઇ શિકાયત નથી, અમે તો હજુરના ગુલામ છીએ, જે હુકમ થશે તે બજાવીશું; પણ આ રમત સારી નથી. આનો ખેલાડી સહીસલામત નથી રહેતો. ઘર ઉપર કોઇ ને કોઇ આફત જરૂર આવે છે. આનાથી તો મહોલ્લાના મહોલ્લા અને ગામનાં ગામ ઉજ્જડ થઇ ગયાં છે. આખા મહોલ્લામાં આજ ચર્ચા થાય છે. આપનું લૂણ ખાઇએ છીએ એટલે આપની બુરાઈ સાંભળીને અમને રંજ થાય છે. પણ શું કરીએ?" બેગમ સાહેબા સાંભળી રહેતી અને કહેતી: "હું શું કરું. કોઇનું માને ત્યારે ને!"

મહોલ્લામાં પ્રાચીન જમાનાના બે ચાર બુઢ્ઢાએ રહેતા હતા. તેઓ અરસપરસ જાતજાતની અમંગલ કલ્પનાઓ કરતા: 'હવે ખેરીઅત નથી.' 'જ્યારે અમારા અમીરોની આ હાલત છે ત્યારે તો મુલકનો ખુદા જ હાફીઝ' 'આ બાદશાહત શેતરંજને હાથે પાયમાલ થઈ જશે' 'ચિહ્ન વિનાશનાં લાગે છે.'

રાજ્યમાં હાહાકાર મચ્યો હતો. પ્રજા ધોળે દિવસે લુંટાતી હતી. ફરિયાદ સાંભળવાવાળું કોઈ ન હતું. ગામડાંઓમાંથી ગરીબ ખેડૂતોની દોલત પાણીની જેમ લખનૌમાં વહી આવતી અને તે

વેશ્યાઓમાં, ભડિમાં અને વિલાસના ભિન્ન ભિન્ન અંગોની પૂર્તિમાં સમાઈ જતી હતી. અંગ્રેજ કંપનીનું ઋણુ દિન પર દિન વધતું જતું હતું. કામળો દિવસે દિવસે ભિજાઇને ભારે થતો જતો હતો. રાજ્યમાં સુવ્યવસ્થા ન હોવાને કારણે વાર્ષિક કર પણુ બરાબર વસૂલ થતા ન હતા. રેસિડેન્ટ વારંવાર સૂચનાઓ કરતો હતો, પણુ અહીં તો લોક વિલાસના નશામાં ચકચૂર હતા, કોઇના કાનને સાંભળવાની ફુરસદ ન હતી.

મીર સાહેબના દિવાનખાનામાં શેતરંજ રમાતાં મહિનાઓ વીતી ગયા. રોજ નવા નવા નકશા થતા, નવી નવી વ્યૂહરચના રચાતી, નવા નવા કિલ્લા બનાવાતા; કયારેક તો રમતાં રમતાં ઝડઝપટ પણુ થઇ જતી અને કયારેક તો તું હું પર આવી જવાતું; પણુ તરત જ પાછા બન્ને મિત્રો મળી જતા. કદી કદી તો બાજી ઉપાડી લેવાતી, મિર્જાજી ગુસ્સે થઇને પોતાને ઘેર ચાલ્યા જતા; મીર સાહેબ પોતાના ઘરમાં બેસી રહેતા. પણુ એક રાતની નિદ્રા પછી બધું મનદુઃખ ગળી જતું. સવારમાં તો બન્ને મિત્રો પાછા શેતરંજ પર ચઢી જતા.

એક દિવસ બન્ને મિત્રો શેતરંજની રમતમાં મશગૂલ હતા ત્યાં બાદશાહી લશ્કરનો એક ઑફિસર ઘોડેસ્વાર મીર સાહેબનું નામ પૂછતો આવી ચઢયો. મીર સાહેબના હોશ ઊડી ગયા. કોણુ જાણે શું બલા આવી પહોંચી. હવે ખેરીઅત નથી. ઘરના દરવાજા બંધ કરાવી દીધા. નોકરોને કહ્યું: "કહી દો, મીર સાહેબ ઘરમાં નથી."

સવાર: "ઘરમાં નથી તો ક્યાં ગયા છે ?"

નોકર: "એ હું નથી જાણુતો. શું કામ છે !"

સવાર: "કામ તને શું બતાવું ? હજુરનો હુકમ છે. શાયદ ફોજને માટે સિપાઇઓ જોઇએ છે. જાગીરદાર છે કે દિલ્લગી ! મોરચા પર જવું પડશે તો ખબર પડી જશે."

નોકરઃ "સારુ પધારો, કહી દઈશ."

સવારઃ "કહેવાની વાત નથી. કાલે હું જાતે આવીશ. સાથે લઈ જવાનો હુકમ છે."

સવાર ચાલ્યો ગયો. મીર સાહેબનો આત્મા કંપી ઊઠયો. મિર્ઝાજીને કહ્યું: "જનાબ! હવે શું થશે?"

મિર્ઝાઃ "ભારે મુસીબત છે. કંઈ મારે માટે પણ હુકમ ન હો!"

મીરઃ "કમબખ્ત કાલે પાછું આવવાનું કહી ગયો છે!"

મિર્ઝાઃ "આફત છે યાર, બીજું શું? જો મોરચા પર જવું પડયું તો વગર મોતે માર્યા જવાના."

મીરઃ "બસ એક તદબીર છે, કે ઘરમાં મળો જ નહિ. કાલથી ગોમતીને કિનારે કોઈ ખંડેરમાં બાજી જમાવો. ત્યાં કોને ખબર પડશે? હજરત આવીને આપ પાછા જશે."

મિર્ઝાઃ "વલ્લાહ, ભારે કરી. એના સિવાય કોઈ બીજો ઉપાય નથી."

આ બાજુ મીર સાહેબની બેગમ હસીને સવારની સાથે મીઠી ગુફતગો કરતાં કહેઃ "ભારે કરી!"

પેલા સવારે કહ્યું: "મીર સાહેબ જેવા તો મારા ખિસ્સામાં રાખું છું. એમની અક્કલ તો શેતરંજ ચરી ગઈ છે. હવે ભૂલેચૂકે પણ ઘેર નહિ રહે."

૩

બીજા દિવસથી સવારમાં ભરભાંખરું થતું ને બન્ને મિત્રો ઘરમાંથી નીકળી પડતા. બગલમાં એક નાનીશી ચટાઈ, ડબ્બામાં મોહરાં અને હુક્કો ગગડાવતા ગોમતી પારની એક પુરાણી મસ્જીદમાં ચાલ્યા જતા. આ મસીદ કદાચ

નવાબ આસિફઉદ્દૌલાએ જૂના જમાનામાં બંધાવી હતી. રસ્તાની દુકાનમાંથી તંબાકુ અને થોડો નાસ્તો ખરીદી લેતા અને મસીદમાં પહોંચી ચટાઇ પાથરી, હુક્કો ભરી શેતરંજ રમવા બેસી જતા. પછી એમને દીન દુનિયાની ફિકર ન હતી. ' કિશ્ત,' ' શહ ' વગેરે બેએક શબ્દો વિના એમના મુખમાંથી બીજો અક્ષર નહોતો નીકળતો. કોઇ યોગી પણ એની સમાધિમાં આટલો એકાગ્ર નહિ થતો હોય. બપોરે જ્યારે ન સહેવાય એવી ભૂખ લાગતી ત્યારે પાસેની કોઇ નાનીશી દુકાનમાં પેસી કબાબરોટી ખાઈ લેતા અને હુક્કો પી પાછા તાજા થઇ શેતરંજમાં લીન થઇ જતા. કયારેક તો એમને ભૂખનો પણ ખ્યાલ રહેતો નહિ.

આ બાજુ રાજ્યની રાજનૈતિક દશા ભયંકર થતી જતી હતી. કંપની સરકારની ફોજ લખનૌ તરફ કૂચ કરતી ચાલી આવતી હતી. શહેરમાં કોલાહલનો પાર ન હતો. લોકો બાલબચ્ચાંને લઇને ગામડાંઓમાં નાસભાગ કરી રહ્યા હતા. પણ આ બન્ને ખેલાડીઓને એની જરાય ફિકર ન હતી. ઘેરથી નીકળીને ગલીઓમાં થઇ મસીદમાં પહોંચી જતા. રખેને કોઇ બાદશાહી મુલાજિમની નિગાહ પડી જાય! હજારો રૂપિયાની વાર્ષિક જાગીર મફતમાં જ હજમ કરવી હતી!

એક દિવસ બન્ને મિત્રો મસીદના ખંડેરમાં બેસીને શેતરંજ રમી રહ્યા હતા. મિર્ઝાની બાજી કંઇક કમજોર હતી. મીર સાહેબ એમને કિશ્ત પર કિશ્ત આપી રહ્યા હતા. એટલામાં કંપનીના સૈનિકો આવતા દેખાયા. આ ગોરી ફોજ હતી અને લખનૌ પર અધિકાર જમાવવા આવતી હતી.

મીર સાહેબ બોલ્યા: " અંગ્રેજી ફોજ આવી રહી છે."

મિર્ઝા: " આવવા દો, પણ જુઓ, આ લો કિશ્ત."

મીર: " જરા જોવું જોઇએ. આ ફાટમાંથી જ જુઓને."

મિર્ઝા: અરે યાર જોજો પછી, ઉતાવળ શું છે? લો આ બીજી કિસ્ત!"

મીર: "અરે યાર, તમે પણ અજબ આદમી છો! અહીં તો શહેર પર આફત આવી છે અને તમને કિસ્તની સૂઝી છે. તમને ખબર છે કે કદાચ શહેર ઘેરાઇ ગયું તો પાછા ઘેર કેમ કરીને જઇશું!"

મિર્ઝા: "જ્યારે ઘેર જવાનો વખત આવશે ત્યારે જોઇ લેવાશે. આ લો ત્રીજી કિસ્ત. બસ, હવે એકમાં તમારી હાર છે."

ફોજ ચાલી ગઈ. દસ વાગ્યાનો સમય હતો. બાજી ફરી શરૂ થઇ.

મિર્ઝાજી બોલ્યા: "આજે ખાવાનું શું થશે?"

મીર: "અજી, આજે તો રોઝો છે. શું તમને ખૂબ ભૂખ લાગી છે?"

મિર્ઝા: "જી ના. પણ શહેરમાં કોણ જાણે શું થઇ રહ્યું છે."

મીર: "શહેરમાં કંઇ પણ નહિ હોય, લોકો ભોજન કરીને આરામ લેતા હશે. હજુર નવાબ સાહેબ પણ એશગાહમાં હશે."

બન્ને મિત્રો પાછા રમવા બેઠા ને ત્રણ વાગી ગયા. આ વખતે મિર્ઝાજીની બાજી કમજોર હતી. ચારનો ટકોરો થયો કે ફોજ પાછી ફરતી દેખાઇ. નવાબ વાજીદઅલી પકડાઇ ગયા હતા અને અંગ્રેજી સેના એમને કોઇ અજ્ઞાત સ્થાને લઈ જતી હતી. શહેરમાં કોલાહલ કે મારપીટ કશું જ ન હતું. ખૂનનું એક બિન્દુ પણ પડયું ન હતું. આજ સુધી કોઇ પણ સ્વાધીન દેશના રાજાનો પરાજય આટલી શાંતિથી આ પ્રમાણે ખૂન વહ્યા વિના નહિ થયો હોય! આ એ અહિંસા ન હતી કે જેના ઉપર દેવો પ્રસન્ન થાય. મોટા મોટા કાયરો પણ આંસુ સારે એવું એ કાયરપણું હતું.

અયોધ્યાના વિશાળ દેશનો નવાબ આજે બંદીવાન બનીને ચાલ્યો જતો હતો અને લખનૌ એશઆરામની ઘોર નિદ્રામાં મસ્ત હતું. રાજનૈતિક અધઃપતનની આ પરાકાષ્ઠા હતી.

મિર્ઝાએ કહ્યું: "હજુર, નવાબ સાહેબને જાલીમોએ કેદ કરી લીધા છે."

મીર: "હશે યાર! આ લો કિશ્ત."

મિર્ઝા: "જનાબ જરા સબૂર કરો. આ વખત અહીં દિલ નથી લાગતું. બીચારા નવાબ સાહેબ આ વખત ખૂનનાં આંસુ પાડી રહ્યા હશે."

મીર: "રડે નહિ તો બીજું શું કરે? આવો એશઆરામ ત્યાં ક્યાં મળવાનો? આ લો બીજી કિશ્ત."

મિર્ઝા: "કોઇના દિવસ સરખા નથી જતા. કેવી દર્દભરી હાલત છે!"

મીર: "એ તો છેસ્તો—આ લો પાછી કિશ્ત. બસ હવેની કિશ્તમાં મ્હાત છે. હવે તમે બચી નથી શકવાના."

મિર્ઝા: "ખુદાની કસમ, આપ ભારે બેદર્દ છો. આટલો મોટો કેર જોઇને પણ તમને દુઃખ નથી થતું? હાય! ગરીબ વાજીદઅલી શાહ!"

મીર: "પહેલાં તમારા પોતાના આ બાદશાહને તો બચાવો, પછી નવાબ સાહેબની વાત! આ લો કિશ્ત, બસ મ્હાત. લાવો હાથ મીલાવો."

બાદશાહને લઇને સેના બાજુએથી ચાલી ગઇ. સેના ગયા પછી મિર્ઝાએ ફરીવાર બાજી બિછાવી દીધી. હારની ચોટ બૂરી હોય છે.

મીરે કહ્યું: "આવો, નવાબ સાહેબના માતમમાં એક બાજી રમી લઇએ."

મિર્ઝાજીની રાજ્યભક્તિ પોતાની હારની સાથેજ લુખ્ખી થઇ ચૂકી હતી. હારનો બદલો આપવા મીર્ઝાજી અધીર હતા. બાજીની શરૂઆત થઈ ચૂકી.

૪

સમીસાંજ થઇ ગઇ. ખંડેરમાં ચામાચીડિયાંઓએ ચીત્કારવું શરૂ કરી દીધું. વાગોળોએ પોતપોતાની બખોલોમાં ભરાવા માંડયું. પણ બન્ને ખેલાડીઓ બરાબર મચ્યા હતા, જાણે લોહી-તરસી જળો. મિર્ઝાજી ત્રણ બાજીઓ એકસામટી હારી ચૂક્યા હતા. આ ચોથી બાજીનો રંગ પણ ઠીક ન હતો. વારંવાર કાળજીપૂર્વક રમતાં પણ એકાદ ચાલ એવી આવી જતી કે બાજી ખરાબ થઇ જતી. હરેક વાર હારની સાથે પ્રતિકારની ભાવના વધારે ઉત્તેજિત થતી હતી. પેલી બાજુ મીર સાહેબનો ઉમંગ માતો ન હતો–જાણે કોઈ ગુપ્ત ધન મળ્યું હોય! મિર્ઝાજી આ જોઇને છંછેડાઇ જતા અને બમણા જોશથી રમતા. પણ જેમ જેમ બાજી કમજોર દેખાતી, તેમ તેમ ધૈર્ય સરતું હતું. પછી તો વાતવાત પર મિર્ઝાજી ચીઢાવા લાગ્યાઃ "જનાબ! તમે ચાલ ન બદલશો. એક ચાલ ચાલીને પાછી બદલવી એ મરદનું કામ નથી. જે ચાલ ચાલવી હોય તે એક જ વાર ચાલો. મોહરાંને છોડી દો. જ્યાં સુધી તમને ચાલ સૂઝે નહિ ત્યાં સુધી મોહરાંને અડકશો નહિ, એ-આની શરત નથી. એક ચાલ ચાલવામાં પાંચ મિનિટથી વધારે થાય તો મ્હાત સમજવી. જુઓ, પાછી ચાલ બદલી. નહિ, મોહરું ત્યાં જ મૂકો."

મીર સાહેબનો વજીર મરાતો હતો. બોલ્યાઃ "હજી હું ચાલ ચાલ્યો જ નથી."

મિર્ઝાઃ "તમે ચાલ ચાલી ચૂક્યા છો. મોહરું બરાબર એ જ ઘરમાં મૂકી દો"

મીરઃ " એ ઘરમાં કેમ મૂકું ? હાથમાંથી મોહરું નીચે જ ક્યારે મૂક્યું છે ! "

મિર્ઝા : " મોહરું તો આપ કયામત સુધી પણ નહિ છોડો, માટે શું ચાલ બંધ રહેશે ? વજીરને મરતાં જોયો એટલે ધાંધલ કરવા માંડી ! "

મીર : " ધાંધલ તો આપ કરો છો. હારજીત તો તકદીરથી થાય છે. ધાંધલ કરવાથી કોઇ નથી જીતતું."

મિર્ઝા: " તો આ બાજીમાં તમારી મ્હાત થઇ ગઈ. "

મીરઃ " મારી મ્હાત કોણ કહે છે થઇ ?"

મિર્ઝા: " તો મોહરું એ જ ઘરમાં જ્યાં પહેલાં હતું ત્યાં જ મૂકી દો. "

મીર : " ત્યાં કેમ મૂકું. હું નથી મૂકવાનો."

મિર્ઝા: " કેમ નહિ મૂકો ? તમારે મૂકવું જ પડશે. "

તકરાર વધી પડી. બન્ને પોતપોતાની ટેક પર અડગ હતા. અપ્રાસંગિક વાતો થવા લાગી. મિર્ઝા બોલ્યા : " તમારા કુલમાં કોઈ શેતરંજ ખેલ્યું હોય તો કાયદા જાણો ને ! એ તો હંમેશાં ઘાસ કાપનારા. તમે વળી શેતરંજ રમતાં શું જાણો ? રિયાસત બીજી જ વસ્તુ છે. જાગીર મળવાથી જ કોઇ અમીર નથી બની જતો."

મીરઃ " ઘાસ તો આપના અબ્બાજાન છોલતા હતા. અહીં તો પેઢીદરપેઢીથી શેતરંજ રમતા આવ્યા છીએ. "

મિર્ઝા: " અરે જાવ યાર, ગાઝીઉદ્દીન હૈદરને ત્યાં બબરચીનું કામ કરતાં કરતાં જન્મારો વહી ગયો, આજે અમીર બનવા આવ્યા છો ! અમીર બનવું કંઇ દિલ્લગી નથી. "

મીરઃ " શા માટે આપના બુઝર્ગોના મુખ પર કાલપ લગાડો છો ? એઓ જ બબરચીનું કામ કરતા હશે. અહીં તો હંમેશાં બાદશાહના દસ્તરખાન પર ભોજન કરતાં જીવન ગયું છે. "

મિર્જા: "એઈ ચક્કર ! બહુ આગળ વધીને વાત ના કરીશ."

મીર: "જબાન સંભાળો, નહિ તો ખૂરી થશે. મને આવી વાતો સાંભળવાની આદત નથી. અહીં તો કોઇએ આંખો બતાવી કે એની આખો કાઢી લીધી ! સમજ્યા ?"

મિર્જા : "આપ મારી તાકાત જોવા ચાહો છો ? તો આવો, એક એક બે બે હાથ કરી લો. આ પાર કે પેલે પાર."

મીર : "તો અહીં તમારાથી કોણ ડરે છે ?"

બન્ને દોસ્તોએ કમ્મરમાંથી તલવારો ખેંચી. નવાબી જમાનો હતો. બધા જ તલવાર, પેશકબજ, કટાર વગેરે રાખતા. બન્ને વિલાસી હતા, પણ કાયર ન હતા. એમનામાં રાજનૈતિક ભાવોનું પતન થઈ ગયું હતું—બાદશાહને માટે, બાદશાહતને માટે ન મર્યા પણ વ્યકિતગત વીરતાનો અભાવ ન હતો. બન્નેએ પેતરાં બદલ્યાં, તલવારો ચમકી, ઝપાઝપ અવાજ આવ્યો. બન્ને જખ્માઇને નીચે પડયા, અને બન્નેએ ત્યાં જ તડફડી તડફડીને પ્રાણ છોડયા. પોતાના બાદશાહને માટે જેમની આંખોમાંથી આંસુનું એક ટીપુંય ન સર્યું તેમણે શેતરંજના વજીરની રક્ષાને ખાતર પ્રાણ આપી દીધા !

અંધારું થયું હતું. બાજી બિછાવેલી જ પડી હતી. બાજીના બન્ને બાદશાહો પોતાના સિંહાસન પર બેઠા બેઠા આ બન્નેના મૃત્યુ પર જાણે રડી રહ્યા હતા.

ચારે તરફ સુમસામ હતું. ખંડેરની પડી ગએલી દિવાલો, અર્ધ ઊભી મહેરાબો અને ધૂળ ચઢ્યા મિનારાઓ આ લાસોને સ્થિર દૃષ્ટિએ નિરખી રહ્યાં હતાં.



# સ્વત્વરક્ષા

## ૧

મીર દિલાવર અલીની પાસે ખાનદાન જાતનો એક કદાવર ઘોડો હતો. એ તો એમ જ કહેતા કે મારી જિંદગીની અર્ધી કમાઇ મેં આ ઘોડા પાછળ ખરચી નાખી છે. પણ વાસ્તવમાં એ ઘોડો લશ્કરના ઘોડાઓના લીલામમાંથી સસ્તે ભાવે ખરીદેલો હતો. મીર સાહેબ કચેરીમાં શિરસ્તેદાર હતા. શહેર બહાર મકાન હતું. કચેરીમાં જવા માટે ત્રણ માઇલની રોજ મજલ કરવી પડતી એટલે મિયાં એક જાનવરની શોધમાં જ હતા. આ ઘોડો સહેલાઈથી મળી ગયો એટલે તરત જ ખરીદી લીધો. છેલ્લાં ત્રણ વર્ષથી આ ઘોડો મીર સાહેબની બરદાસ નીચે હતો. જોતાં તો એનામાં કોઇ પ્રકારની એબ નહોતી લાગતી, પણ આત્મગૌરવની માત્રા તેનામાં વધારે હતી. એને એની ઇચ્છા વિરુદ્ધના કાર્યમાં અથવા અપમાનસૂચક કામમાં જોડવો મુશ્કેલ હતું. બરદાસ માટે નોકર રાખવો એ મીર સાહેબને માટે મુશ્કેલ હતું. એટલે એઓ પોતે જ સવારમાં એચાર હાથ ફેરવી લેતા. આ સેવાથી ઘોડો પ્રસન્ન રહેતો અને સાંજસવાર બરાબર ચંદી ન મળતી તોય અસંતોષ નહોતો રાખતો. એને મીર સાહેબ તરફ એક પ્રકારની સહાનુભૂતિ થઇ ગઇ હતી. આ સ્વામીભક્તિમાં એનું શરીર બહુ જ ક્ષીણ થઇ ગયું હતું. છતાં એ મીર સાહેબને નિત્ય નિયમિત સમયે કચેરીમાં પહોંચાડતો. એની ચાલ એના આત્મિક

સંતોષની દ્યોતક હતી. દોડવું એને પોતાની સ્વાભાવિક ગંભીરતાની વિરુદ્ધ લાગતું. દોડવું એ એની દૃષ્ટિમાં ઉચ્છૃંખલતા હતી. સ્વામીભક્તિમાં એણે પોતાના કેટલાય ચિરસંચિત સ્વત્વોનું બલિદાન દીધું હતું. હવે જો કોઇ પણ સ્વત્વથી એને સ્નેહ હતો તો તે રવિવારનો શાંતિનિવાસ હતો. મીરસાહેબ રવિવારે કચેરીમાં ન જતા. એ દિવસે એઓ ઘોડાને ખૂબ ચોળીમસળીને નવડાવતા અને યથાશક્તિ ખાતર-બરદાસ કરતા. એમાં ઘોડાને હાર્દિક આનંદ થતો. દરરોજ કચેરીના મેદાનમાં સૂકું ઘાસ ચરવું પડતું અને રવિવારે છાપરાની શીતળ છાયામાં લીલું લીલું દરો જેવું ઘાસ ખાવા મળતું, એટલે રવિવારે આરામ લેવો એને એ પોતાનો હક્ક માનતો; અને કોઇની મગદૂર ન હતી કે એનો આ હક્ક છીનવી શકે. મીર સાહેબે કોઈ કોઇ દિવસ રવિવારે બજારમાં સવારી કરીને જવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એમાં સખત રીતે નિષ્ફળ થયા હતા. ઘોડો મોંમાં લગામ જ નહોતો લેતો. અંતે મીર સાહેબે પોતાની હાર સ્વીકારી લીધી. તેઓ એના આત્મસન્માનને આઘાત કરીને પોતાના અવયવોને પરીક્ષામાં નાખવા નહોતા ઇચ્છતા.

## ૨

મીર સાહેબની પાડોશમાં એક મુનશી સોદાગરલાલ રહેતા હતા. એમનો પણ કચેરી સાથે કંઇક સંબંધ હતો. એ શિરસ્તેદાર પણ ન હતા અને કારકૂન પણ ન હતા. એમને કોઇએ કોઇ દિવસ કંઇ લખતા વાંચતા જોયા ન હતા. પણ એમનું વકીલો અને મુખ્તારોના સમાજમાં બહુ માન હતું. મીર સાહેબને અને એમને આદવેર હતું.

જેઠ મહિનો હતો. લગ્નોની તડામાર ચાલતી હતી. વાજાંવાગા-

ઓનો મિજાજ માતો ન હતો. આતશબાજીવાળાને ઘેર ગરજના માર્યા લોક ચીલની જેમ ચક્કર ખાતા. ભાંડ અને નાયિકાઓ લોકોને આંગળીના ટેરવા પર નચાવતા. પાલખીવાળા પથ્થરના દેવતા બન્યા હતા. આવી તડામારીમાં મુનશીજીએ પણ પોતાના પુત્રનાં લગ્ન લીધાં. મુનશીજી રૂવાબવાળા માણસ હતા. ધીરે ધીરે લગ્નની અને વરઘોડાની સામગ્રીઓ એકત્ર કરી લીધી; પણ પાલખીવાળાઓએ અણીને વખતે બાનાનો રૂપિયો પાછો આપી દીધો. મુનશીજીનો મિજાજ ગયો. ગાળાગાળી કરી લીધી. પણ કંઇયે ન ચાલ્યું. આખરે નિશ્ચય કર્યો કે વરરાજાને ઘોડા ઉપર જ બેસાડવો. સાંજે ૭ વાગે વરઘોડાનું મુહૂર્ત હતું. ચાર વાગે મુનશીજીએ મીર સાહેબને કહ્યું: " સાહેબ ! તમારો ઘોડો ન આપો ? વરરાજાને મંડપ સુધી પહોંચાડીને એને જેમનો તેમ તમને પહોંચાડીશ. પાલખીનું ઠેકાણું નથી પડતું. "

મીર સાહેબે કહ્યું : " ભાઇ, તમને ખબર નથી. આજે રવિવારનો દિવસ છે ! "

મુનશી: " ખબર તો છે. પણ આખરે તો એ ઘોડો જ છે ને ! કોઇને કોઇ રીતે મંડપ સુધી તો લઇ જ જશે. ક્યાં દૂર છે ? "

મીર: " ઠીક ત્યારે. જાનવર તમારું છે, લઇ જાઓ. પણ મને આશા નથી કે આજ એ પીઠ પર સામાન મૂકવા દે. "

મુનશી: " ચૌદમું રતન પડશે એટલે ભૂત નાસી જશે. એ તો આપ ડરો છો એટલે આપનાથી આવી બદમાસી કરે છે."

મીર: " ઠીક, લઇ જાઓ. તમે એની આટલી જીદને તોડી નાખશો તો હું ય તમારો ઉપકાર માનીશ ! "

## ૩

મુનશીજી જ્યાં તબેલામાં પહોંચ્યા એટલે તરત જ ઘોડાએ શંકાભરી આંખોએ જોયું અને જોરથી હણહણીને કહ્યું: "આજે મારી શાંતિમાં વિઘ્ન નાખનાર તમે કોણ છો?" ઢોલ ત્રાસાંના વિવિધ અવાજોથી એ પહેલાંથી જ ઉત્તેજિત થઇ ગયો હતો. મુનશીજીએ દોરડું છોડવા માંડયું એટલે પાછા કાન ઊભા કર્યા અને જોરથી હણહણીને ગર્વથી લીલુંલીલું ઘાસ ખાવા માંડયો.

પરંતુ મુનશીજી પણ ચતુર ખેલાડી હતા. તરત ઘેરથી થોડા દાણા મંગાવ્યા, અને ઘોડાની સામે મૂકી દીધા. ઘોડાએ ઘણા દિવસ થયાં દાણાનું મોઢું પણ નહોતું જોયું. ભારે ખુશીથી એણે દાણા ઝપાટવા માંડયા અને કૃતજ્ઞ દૃષ્ટિથી મુનશીજી સામે જોયું અને કહ્યું: "હવે મને તમારી સાથે આવવામાં જરાય હરકત નથી."

પાછળથી જઇને મુનશીજીએ બેચાર દંડા માર્યા, પણ ઘોડાએ પાછલા પગ ન ઉપાડયા. આગલા પગ ઊંચા કરીને જાણે શિકારની તરફ દોડતો હોય એવો દેખાવ કર્યો. બહુ કર્યું ત્યારે પાછલા પગની એવી લાત ઉગામી કે મુનશીજી માંડમાંડ બચી ગયા.

બીજાએ સલાહ આપી: "એના પૂંછડા પાસે ભડકો કરો એટલે ભયભીત થઇને નાસવા માંડશે." આ ઉપાય પણ અજમાવી જોયો. પરિણામ એ આવ્યું કે ઘોડાનું પૂછડું બળી ગયું, બે ત્રણ વાર કુદાકુદી કરી મૂકી, પણ આગળ પગ ન મૂકયો. પાકો સત્યાગ્રહી હતો. આ ઘાતક યંત્રણાએ એના નિશ્ચયને વધારે દૃઢ બનાવી દીધો.

એટલામાં સૂર્યાસ્ત થયો. મુનશીજી બોલ્યા: "ભાઇ, જલદી કરો, નહિ તો મુહૂર્ત ચાલ્યું જશે." પરંતુ એ પોતાના હાથની વાતો નહોતી. જલદી તે કેમ કરીને થાય! વરઘોડામાં આવેલા માણસોએ ચાલવા માંડયું—જાણે આગળથી વરઘોડામાં સામેલ

થઈ જઈશું. છોકરાં અને સ્ત્રીઓનો અહીં મેળો ભરાઈ ગયો, લોકોની ધીરજ ખૂટતી હતી. કોઈ કહેતું : " કેવો ઘોડો છે કે પગ જ નથી ઉપાડતો." એક અનુભવીએ કહ્યું: " મારપીટથી એ નહિ આવે. એક માણસ તોબરામાં દાણા ભરીને એને ખવડાવતો જાય ને આગળ આગળ ચાલતો જાય." મુનશીજીએ આ ઉપાય પણ કરી જોયો, પણ સફળ ન થયા. ઘોડો પોતાના સ્વત્વને કોઈ પણ કિંમતે વેચવા નહોતો ઇચ્છતો. બીજાએ કહ્યું : " એને થોડો દારૂ પીવડાવો, નશો ચઢશે એટલે આપોઆપ ચાલશે." દારૂની બાટલી આવી, પણ ઘોડાએ એને સૂંઘ્યો પણ નહિ.

હવે શું થાય ? દીવા થયા. મુહૂર્ત વીતી ગયું હતું. ઘોડો આ દુર્ગતિ જોઇને ખુશ થતો હતો અને પોતાની શાંતિમાં ખલેલ નાખનારાઓની વ્યગ્રતાનો આનંદ માણતો હતો. એને આ લોકોના પ્રયત્નો જોઇને એક પ્રકારનો દાર્શનિક આનંદ થતો હતો. એને પણ એમ હતું કે જોઉં તો ખરો કે હવે આ લોક શું કરે છે ? એણે જોયું કે હવે માર ખાવાની સંભાવના નથી. એ લોકો પણ જાણી ગયા છે કે, મારથી કામ ચાલે એમ નથી. લોક પણ જાણી ગયા કે મારવું એ વ્યર્થ છે.

પાંચમા સજ્જને કહ્યું : " હવે એક યુક્તિ છે. પેલી ખેતરની બે પૈડાંવાળી ગાડી લાવો. એના ઉપર ઘોડાના આગલા બે પગ મૂકી દો અને પછી એ ગાડીને ખેંચો એટલે આપોઆપ પાછલા પગ ઊપડી જશે. પાછલા પગ ઊપડ્યા એટલે પછી ચાલવામાં વાંધો નહિ આવે.

મુનશી નિરાશ થયા હતા. તરત જ બે માણસો દોડયા ને ગાડી લઈ આવ્યા. વરને ઉપર બેસાડયો. એણે લગામ તાણી. ચાર પાંચ માણસોએ દંડા ઉગામ્યા. બે ચાર માણસોએ જબરદસ્તીથી એના આગલા પગ ઊંચકીને ગાડીમાં મૂકયા. ઘોડો સમજતો હતો

કે હું આ ઉપાય પણ નહિ ચાલવા દઉં, પણ ગાડી ચાલી એટલે એના પાછલા પગ એકદમ ઊપડી ગયા. એને એમ લાગ્યું કે જાણે હું પાણીમાં તણાઈ રહ્યો છું. પગ રોકી રાખવાની ખૂબ મહેનત કરી: પણ કોઈ યુક્તિ કામ ન આવી. ચારે તરફ શોર મચી રહ્યો: "ચાલ્યો—ચાલ્યો!" તાળીઓ પડી. લોકો જોરથી હસી પડયા. ઘોડાને માટે આ ઉપહાસ અને અપમાન અસહ્ય હતાં. પરંતુ એણે ધીરજ ન છોડી. મનમાં વિચાર્યું: 'આમ ને આમ કયાં સુધી લઇ જશે? જ્યાં ગાડી અટકશે ત્યાં હું પણ અટકી જઇશ. મારી મોટી ભૂલ થઇ ગઇ, ગાડી પર પગ જ મૂકવા જોઇતા ન હતા.'

આખરે એવું જ થયું. જેમ તેમ કરીને લોકો સોએક કદમ ગાડી ખેંચી લઇ ગયા. આગળ ન ખેંચાઇ. હજી મંડપ ત્રણ માઇલ દૂર હતો. આટલે દૂર ઘોડાને આમ ને આમ ખેંચી જવો મુશ્કેલ હતું. જ્યાં ગાડી અટકી ત્યાં ઘોડો પણ અટકી ગયો. વરરાજાએ લગામ ખેંચી, એડી મારી, ચાબુકોનો વરસાદ વરસાવ્યો, પણ ઘોડો એક કદમ પણ આગળ ન ચાલ્યો. એના મોઢામાંથી લોહી નીકળતું હતું, ચાબુકોથી શરીર ઉઝરડાઇ ગયું હતું, પાછલા પગમાં ઘા પડયા હતા, પણ દૃઢપ્રતિજ્ઞ ઘોડાએ પોતાની ટેક ન છોડી.

૪

પુરોહિતે કહ્યું—આઠ વાગી ગયા. મુહૂર્ત વહી ગયું. દીનદુર્બલ ઘોડાએ મેદાન સર કરી લીધું. મુનશીજી ક્રોધમાં ને ક્રોધમાં રડી પડયા. વરરાજા એક ડગલું પણ પગપાળો ચાલી શકે એમ ન હતું. લગ્નના અવસરે પગે ચાલીને જવું વર્જિત છે. એથી પ્રતિષ્ઠાભંગ થાય છે, કુલને કલંક લાગે છે. પણ હવે પગે ચાલવા સિવાય બીજો ઉપાય ન હતો. ઘોડાની સામે આવીને મુનશીજી બોલ્યા: "ભાઇ,

તારું સદ્ભાગ્ય છે કે તું મીર સાહેબને ઘેર છે. હું જો તારો માલિક હોત તો તારા હાડકાં અને પાંસળાંનું પણ ઠેકાણું નહોત."

મુનશીજીને ખબર પડી ગઇ કે પશુ પણ પોતાના સ્વત્વની રક્ષા કરી શકે છે. વરરાજા નીચે ઊતર્યા. જાનૈયા તો આગળ નીકળી ગયા હતા. વરરાજાએ રંગીન કપડાં કાઢી નાખીને સાદાં કપડાં પહેરી લીધાં—રખેને લોક જાણે તો કહે 'વરરાજા છે ને પગે ચાલીને જાય છે' તો આબરૂના કાંકરા થઈ જાય! વરરાજા અને દશબાર આદમી ચાલી નીકળ્યા. એક માણસ મીર સાહેબને ઘેર જઇ ઘોડો સોંપી આવ્યો.

❧

## મહાતીર્થ

મુનશી ચન્દ્રમણિની આવક થોડી અને ખર્ચ ઘણો હતો. પોતાના છોકરા માટે આયા રાખવાનો ખર્ચ એમને ભારે પડતો. પરંતુ એક તો છોકરાની શુશ્રૂષાની ફિકર અને બીજું પોતાના સમોવડીઓ કરતાં ઊતરતા બની જવાનું અપમાન; એ બે વસ્તુઓને લઈ એમને આ ખર્ચ સહન કરવું પડતું. છોકરો પણ આયાને ખૂબ ચાહતો, આખો દિવસ એની પાસે જ રહેતો, એટલા માટે આયાની જરૂર વધારે લાગતી હતી. પણ સૌથી મુખ્ય કારણ તો એ હતું કે, મહોબ્બતને કારણે એઓ આયાને મોઢેમોઢ કહી શકતા નહતા. બુઢ્ઢી આયા એમને ત્યાં ત્રણ વરસથી નોકર હતી. એણે મુનશીજીના એકના એક છોકરાને પોતાના જીવની જેમ ઉછેર્યો હતો. આ કામ એને જાણે પોતાનું લાગતું, અને તેથી એ છોકરા પાછળ જીવ ખરચી નાખવા ચૂકતી નહિ. એને કાઢી મૂકવાનું કોઈ બહાનું જડતું ન હતું અને કારણ વગર કાઢી મૂકવી એ ચન્દ્રમણિ જેવા ભલા માણસના સ્વભાવની વિરુદ્ધ હતું. પરંતુ સુખદાને પતિની આ રીત પસંદ ન હતી. એના મનમાં તો એવી શંકા ઘર કરીને બેઠી હતી કે આયા અમને લૂંટી ખાય છે! આયા જ્યારે બજારમાંથી સામાન લઈને પાછી ફરતી, ત્યારે સુખદા ઓથે સંતાઈને બધું જોતી કે એ લોટ સંતાડતી તો નથી, લાકડાં ચોરી તો નથી લેતી. એની ખરીદેલી વસ્તુઓ

તે બરાબર તપાસતી, ચીવટાઇથી ભાવતાલ પૂછતી અને ચોકસાઇથી હિસાબ કરતી. કયારેક તો આ ભાવ આટલો કેમ ? શું આટલી વારમાં મોંઘું થઇ ગયું ? વગેરે પ્રશ્નો પૂછી આયાને સતાવતી. આયા કેટલીક વાર તો નમ્રતાપૂર્વક ઉત્તરો આપતી, પણ વહુજી જ્યારે બહુ તેજ થઈ જતાં ત્યારે એ પણ ગુસ્સે થઇ જતી, સોગન ખાતી અને પોતાની પ્રામાણિકતા સિદ્ધ કરવા આકાશપાતાળ એક કરતી. વાદવિવાદમાં કલાકો નીકળી જતા. દરરોજ આવી દશા થતી અને પ્રતિદિન આયાનાં આંસુ સાથે આ નાટક સમાપ્ત થતું. આયાની આટલી સખ્તાઇ સહન કરીને બેસી રહેવું એ સુખદાને માથું કાપવા જેવું લાગતું. એનો સંદેહ વધતો જતો હતો. એને વિશ્વાસ નહોતો આવતો કે આ બુઢ્ઢી બચ્ચાંના પ્રેમ ખાતર જ પડી રહી છે. બુઢ્ઢીને એ આટલી પ્રેમાળ નહોતી સમજતી.

૨

ભાગજોગે એક દિવસ આયાને બજારમાંથી આવતાં વાર થઇ—ત્યાં બે કાછિયણોમાં લડાઇ જામી હતી. એમનો ચિત્રમય હાવભાવ, વિચિત્ર તર્ક વિતર્ક, કટાક્ષ અને વ્યંગ બધું અનુપમ હતું. કોણ જાણે ઝેરીલી બે નાગણો હતી કે બે જ્વાળામુખી પર્વતો હતા, જે અરસપરસ અથડાઇ ગયા હતા. નવીન નવીન ગાળપ્રહાર અને વિચિત્ર વિવેચનાઓ થતી. એમના શબ્દોની સમૃદ્ધિ, માર્મિક વિચારશીલતા, એમના અલંકૃત શબ્દ-વિન્યાસ અને એમની ઉપમાઓની નવીનતા પર મોટા મોટા કવિઓ પણ મુગ્ધ બને એવું હતું. એમનું ધૈર્ય અને એમની શાંતિ વિસ્મયજનક હતી. જોનારાનું ટોળું ભેગું થયું હતું. લાજને ય લજ્જિત કરે એવા એવા ઇશારા અને હાવભાવ અને મલિનતાના કાન ઊભા થઇ જાય એવા અશ્લીલ શબ્દો સેંકડો રસિક જનોની મનોરંજનની સામગ્રી બન્યાં હતાં.

આયા પણ આ તમાસો જોવા ઊભી હતી. જલસો એવો મનોરંજક હતો કે આયાને સમયનું ભાન ન રહ્યું. એકાએક નવના ટકોરા થયા તે સાંભળીને આયા ચમકી ને ઉતાવળે ઘર ભણી ચાલી.

સુખદા ગુસ્સેભરી આયાની રાહ જોતી બેઠી હતી. આયાને જોતાં જ લાલપીળી આંખો કરીને બોલી: "શું બજારમાં ખોવાઇ ગઇ હતી?"

આયા વિનયપૂર્ણ ભાવથી બોલી: "એક ઓળખીતી બહેનપણી મળી ગઇ તે જરા બે વાતો કરતાં મોડું થયું."

સુખદા આ જવાબથી વધારે ચિડાઇ ગઇ અને બોલી: "અહીં તો નોકરી પર જનાર ખોટી થાય અને તું સહેલસપાટા કરતી ફરે?"

આયાએ મૌન ધારણ કર્યું અને છોકરાને કેડે લઇને બહાર જવા માંડયું. પણ સુખદાએ છણકો કરીને કહ્યું: "રહેવા દે છોકરાને, તારા વિના એ કંઈ સુકાઇ નથી જવાનો."

આયાને આ આજ્ઞા માનવાનું ઠીક ન લાગ્યું. વહુજીનો ગુસ્સો શાંત કરવા માટે આનાથી સરસ ઉપાય બીજો ન હતો. એણે ઇસારો કરીને રુદ્રમણિને પોતાની પાસે બોલાવ્યો. આયાને જોતાં જ છોકરો દોડતો દોડતો આવીને એની ગોદમાં લપાઇ ગયો. આયા એને કેડે લઇને બારણા તરફ ચાલી. પરંતુ સુખદાએ તો ગુસ્સાભરી આંખો કાઢીને આયાની પાસેથી છોકરાને ઝૂંટવી લીધો અને બોલી: "તારી આ ધૂર્તતા ઘણા દિવસથી જોઇ રહી છું. આ તમાશા કોઈ બીજીને દેખાડ. અહીં તો હવે તમારાથી જીવ ભરાઇ ગયો છે."

આયા રુદ્ર ઉપર પોતાનો જાન પાથરતી અને એ જાણતી કે સુખદા આ સમજે છે. એના મનમાં તો સુખદા અને પોતાની

વચ્ચે એવી મજબૂત ગાંઠ હતી કે આમ સાધારણ ઘાથી તે તૂટી જાય એમ ન હતું. એટલે સુખદાનાં આટલાં કડવાં વેણ સાંભળીને પણ એને એવું ન લાગ્યું કે એ મને કાઢી મૂકવાની પેરવી કરે છે. પરંતુ સુખદાએ આ બધી વાતો એટલી કઠોરતાથી કહી અને રુદ્રને એવી નિર્દયતાથી છીનવી લીધો કે આયાથી એ સહન ન થયું. તે બોલી: "વહુજી, આમાં કાંઇ એટલો મોટો વાંક નથી થયો. જરા પા કલાકની વાર થઈ એમાં શું થઇ ગયું ? આટલામાં તમે આટલાં બધાં બગડી બેઠાં તે એમ શા સારુ ચોખ્ખું નથી કહેતાં કે જાઓ બીજું ઘર શોધો. ભગવાને દાંત આપ્યા છે તે ખાવાનું ય આપશે. મજૂરીનો કંઇ દુકાળ નથી પડયો."

સુખદાએ કહ્યું: "તો અહીં તારી પરવાય કોને છે? તારા જેવી લોંડીઓ તો મારી મારી ફરે છે."

આયાએ જવાબ આપ્યો: "ભલે, ભગવાન આપને સુખી કરે. લોંડીઓ અને આયાઓ આપને તો ઘણીય મળશે. મારાથી જે કંઇ અપરાધ થયો હોય તે ક્ષમા કરો. હું જાઉં છું."

સુખદા: "ભલે! જાવ. જઇને તમારો હિસાબ ચોખ્ખો કરી લો."

આયા: "મારા તરફથી બે પૈસાની રુદ્રને મિઠાઈ મંગાવી આપજો."

એટલામાં ચન્દ્રમણિ બહારથી આવ્યા અને પૂછ્યું: "કેમ શું છે?"

આયાએ કહ્યું: "કંઈ નહિ. વહુજીએ હુકમ કર્યો છે, તેથી ઘેર જાઉં છું."

ઉઘાડા પગવાળો માણસ જેમ કાંટાથી બચવાનો પ્રયત્ન કરે એટલો પ્રયત્ન અને કાળજી ચન્દ્રમણિ આ સંસારની ઉપાધિઓમાંથી

બચવાને કરતા. આખો દિવસ એક ઠેકાણે ઊભા રહેવાની સજા મંજૂર હતી, પણ આ કાંટામાં પગ મૂકવા તે તૈયાર ન હતા. ખિન્ન થઇને બોલ્યાઃ “ શું થયું ? ”

સુખદાએ કહ્યુંઃ “ કંઇ નહિ. એ તો મારી મરજી. મન નથી માનતું એટલે નથી રાખતા. કોઇને હાથે વેચાઇ તો નથી ગયા ! ”

ઇન્દ્રમણિએ છંછેડાઇને કહ્યુંઃ “ આખો દિવસ બેઠાં બેઠાં તને કંઇ ને કંઈ ઉત્પાત કર્યા વિના નથી ચાલતું ! ”

સુખદાએ ચઢીને કહ્યુંઃ “ હા, મને તો એનો રોગ છે. શું કરું ? સ્વભાવ જ એવો છે. તમને એ બહુ વહાલી હોય તો લઇ જઇને ગળે બાંધો. મારે ત્યાં એનું કામ નથી ! ”

૩

આયા ઘરમાંથી બહાર નીકળી ત્યારે આંખોમાં આંસુ સમાતાં ન હતાં. હૃદય રુદ્રમણિને માટે તલપી રહ્યું હતું. મન થતું હતું કે એક વાર બાળકને બોલાવીને પ્યાર કરી લઉં; પણ એ અભિલાષા પોતાની સાથે લઇને જ એને બહાર નીકળવું પડયું.

રુદ્રમણિ આયાની પાછળ પાછળ બારણા સુધી દોડયો, પરંતુ આયાએ દરવાજો બંધ કરી દીધો એટલે છોકરાએ જમીન પર આળોટવા માંડયું અને “ અમા, અમા ” કરીને રડવાનું શરૂ કર્યું. સુખદાએ આવીને કેડે લીધો, બચ્ચીઓ કરી મિઠાઇ આપવાની લાલચ આપી, મેળામાં લઇ જવાનો વાયદો કર્યો, તોય રુદ્ર છાનો ન રહ્યો. આખરે સિપાઇ, બંદૂક અને વાંદરાની ધમકી આપી, પણ રૂદ્રે એવો રૌદ્ર ભાવ ધારણ કર્યો હતો કે કેમે કરીને ચૂપ જ ન રહ્યો. છેવટે સુખદાને ક્રોધ ચઢયો અને છોકરાને જમીન પર નાખી દીધો અને આવીને પોતાને કામે વળગી ગઇ. રડતાં રડતાં રુદ્રનું મુખ

અને ગાલ લાલચોળ થઇ ગયાં અને આંખો સૂજી ગઇ. ત્યાં જ એ જમીન પર આળોટતો આળોટતો સૂઇ ગયો.

સુખદાએ માન્યું હતું કે છોકરો થોડી વાર રડીને ચૂપ રહી જશે. પણ રુદ્રે જાગીને પાછી આયાની રટ લગાવી. પાંચ વાગે ઇન્દ્રમણિ કોર્ટમાંથી પાછા આવ્યા ને છોકરાની આવી દશા જોઇ ત્યારે એમને કંઇ કંઈ થઇ ગયું. સુખદા તરફ ક્રોધભરી દૃષ્ટિ નાખીને રુદ્રને કેડે તેડી મનાવવા લાગ્યા. જ્યારે રુદ્રને બરાબર વિશ્વાસ બેઠો કે આયા મિઠાઇ લેવા ગઇ છે ત્યારે તે શાંત થયો.

પરંતુ સાંજ પડી એટલે પાછું એણે રડવું શરૂ કર્યું: "અન્ના! મિઠાઇ લાવ."

આવી રીતે બે ત્રણ દિવસો વીતી ગયા. રુદ્રને અન્નાની રટ લગાવ્યા સિવાય અને રોયા સિવાય બીજું કામ ન હતું. એનો દોસ્ત કૂતરો જેને એ પળવાર પણ વીસો મૂકતો ન હતો તેની એને જરાય પરવા ન હતી. એની એક રંગીન ચકલી જેના પર રુદ્રને ખૂબ પ્રીતિ હતી તેના તરફ પણ ઝાંખતો ન હતો. સૌ એના મનથી ઊતરી ગયાં હતાં. અન્ના જેવી જીવતી જાગતી, પ્યાર કરવાવાળી, કેડે લઇને ફરવાવાળી, થપકી થપકીને સુવાડવાવાળી અને ગીત ગાઇને ખુશ કરવાવાળી સ્ત્રીનું ખાલી પડેલું સ્થાન આ નિર્જીવ વસ્તુઓ શી રીતે પૂરી શકે? દરેક વખતે ઊંઘમાંથી અચાનક ચોંકી ઊઠતો અને 'અન્ના! અન્ના!' કહીને રડવું શરૂ કરતો, અન્નાની ખાલી ઓરડીમાં કલાકો સુધી બેસી રહેતો. એને એમ આશા હતી કે અન્ના અહીં આવતી હશે. ઓરડીના બારણાનો ઉઘડવાનો અવાજ સાંભળતો કે 'અન્ના! અન્ના' કરીને દોડતો. એનું ભર્યું ભર્યું શરીર ધોવાતું ચાલ્યું, ગુલાબ જેવો ચહેરો કરમાતો ચાલ્યો. માબાપ એના મોહક હાસ્યને માટે તલસતાં હતાં. ભાગ્યજોગે ક્યારેક હસતો પણ તે અંતરમાંથી નહોતો હસતો. હવે એને દૂધ, સાકર, મેવા

અને મિઠાઇ બિસ્કીટની સાથે જરાય પ્રેમ ન હતો. એમાં જરાય મઝા નહોતી આવતી. આજ વસ્તુઓ જ્યારે અન્ના પોતાને હાથે ખવડાવતી ત્યારે રુદ્રને મન એ પક્વાન હતાં. ત્રણ વરસનું ખીલેલું ફૂલ કરમાઇ ગયું. જે બાળકને લેતાં જ જીવ નાચી ઊઠતો તેની હાલત આજે સુકાયલા કાંટા જેવી થઇ ગઇ. સુખદા છોકરાની આ દશા જોઇને મનમાં ને મનમાં બળતી અને પોતાની મૂર્ખતા માટે પસ્તાતી. ઇન્દ્રમણિ શાન્તિપ્રિય આદમી હતા તોપણ હવે તે રુદ્રને કેડેથી હેઠો નહોતા મૂકતા. એને માટે રોજ નવાં નવાં રમકડાં લાવતા. પણ કરમાયલા ફૂલમાં જરાય તાઝગી નહોતી આવતી. આયા એને માટે સંસારનો સૂરજ હતી. સ્વાભાવિક ગરમી અને પ્રકાશ વિના ફૂલ કેમ ખીલે? આયા વિના એને ચારે તરફ અંધારું અને સુમસામ લાગતું. બીજી આયા ત્રીજે જ દિવસે રાખી લીધી હતી. પણ રુદ્ર એનું મોઢું જોતાં જ પોતાનું મોઢું સંતાડી દેતો. એને લાગતું કે આ તો કોઇ ડાકણ કે ચુડેલ છે.

પ્રત્યક્ષ રૂપમાં આયાને ન જોવાથી રુદ્ર હવે આયાની કલ્પનામાં જ મગ્ન રહેતો. ત્યાં તેને અન્ના હરતી ફરતી દેખાતી. ત્યાં એને એવી જ મીઠી ગોદ, એ જ સ્નેહ, રોજની મીઠી મીઠી વાતો, મધુરાં ગીતો, સ્વાદિષ્ટ મિઠાઇઓ, એ જ સોહામણો સંસાર અને એવું જ આનંદમય જીવન લાગતું. રુદ્ર એકલો બેસીને કલ્પિત આયાની સાથે વાતો કરતો: "અન્ના! જો, જો કૂતરું ભસે છે," "અન્ના! પેલી ગાય તો જો," "અન્ના! પેલો ઘોડો દોડયો." સવાર થતાં જ એક નાનીશી લોટી લઇને એ આયાની ઓરડીમાં જતો અને કહેતો: "અન્ના! મારે પાણી પીવું છે." દૂધનો પ્યાલો લઈને જતો અને કહેતો: "અન્ના! દૂધ પીવડાવ." પોતાની નાનીશી ખટુલી પર ઓશીકાને એક ચાદર ઓઢાડીને કહેતો: "અન્ના સૂઇ ગઇ છે." સુખદા જ્યારે જમવા બેસતી ત્યારે ત્યાંથી વાડકા લઇ જઇને

અમ્માની ઓરડીમાં મૂકી આવતો અને કહેતો: "મારી અમ્મા ખાવાનું ખાઇને પછી આવશે." અમ્મા તો હવે એને માટે સ્વર્ગની વસ્તુ હતી. એની આશા દિવસે દિવસે ઓછી થતી હતી. રુદ્રના સ્વભાવમાં ધીરેધીરે બાળકોની ચપળતા અને સજીવતાને ઠેકાણે નિરાશાજનક ધૈર્ય અને આનંદવિહીન શિથિલતા દેખાવા માંડયાં. આવી રીતે ત્રણ અઠવાડિયાં વીતી ગયાં. વરસાદના દિવસો હતા. ક્યારેક બેચેન કરી નાખે એવી ગરમી પડતી અને ક્યારેક મીઠી ઠંડી હવાની લહેરો આવતી. તાવ અને સળેખમના વાવર હતાં. રુદ્રની નિર્બળતા આ બદલાતી ઋતુની અસર સહન ન કરી શકી. સુખદા એને હંમેશાં ફલાલીનનું ફરાક પહેરાવી રાખતી, એને પાણીની પાસે જતાં રોકતી, ઉઘાડા પગે એક ડગલુંય ભરવા નહોતી દેતી. છતાં આખરે શરદી લાગી ગઈ. રુદ્રને ખાંસી અને તાવ શરૂ થયાં.

૪

પ્રભાતનો સમય હતો. રુદ્ર એક ખાટલા ઉપર આંખો મીંચીને પડયો હતો. ડૉક્ટરોના ઇલાજ નિષ્ફળ ગયા હતા. સુખદા નીચે મોઢે છોકરાની છાતી પર ધીરે ધીરે માલિસ કરી રહી હતી અને ચન્દ્રમણિ વિષાદની મૂર્તિ બનીને કરુણાપૂર્ણ આંખોએ પોતાના બાળકને નીરખી રહ્યા હતા. હવે સુખદાની સાથે એ બહુ ઓછું બોલતા. એના તરફ એમને ઘૃણા આવતી. રુદ્રની બિમારીનું કારણ એ એને જ ગણતા. એમની દૃષ્ટિમાં એ બહુ જ નીચ સ્વભાવની સ્ત્રી હતી. સુખદાએ ડરતાં ડરતાં કહ્યું: "આજે મોટા ડૉક્ટરને બોલાવીએ તો ! કદાચ એની દવાથી ફાયદો થાય !"

ચન્દ્રમણિએ કાળાં વાદળાંઓ તરફ નિરાશ વદને જોઇને કહ્યું: "મોટો ડૉક્ટર તો શું પણ ખુદ ધન્વંતરિ આવે તોય એને ફાયદો નહિ થાય."

ઇન્દ્રમણિ: “ બસ એની એક જ દવા છે પણ તે અલભ્ય છે.”

સુખદા: “ તમને તો બસ પેલીની જ રટ લાગી છે. શું એ બુઢ્ઢી આવીને અમૃત પીવડાવવાની છે ? ”

ઇન્દ્રમણિ: “ એ તારે માટે ભલે ઝેર હોય, પણ છોકરાને માટે તો એ અમૃત જ છે.”

સુખદા: “ હું નથી માનતી કે ઇશ્વરની ઇચ્છા એને આધીન છે. ”

ઇન્દ્રમણિ: “ નથી માનતી અને હવે નહિ સમજે તો કપાળે હાથ મૂકીને રડીશ. છોકરા માટે હાથ ધોઇ નાખવા પડશે.”

સુખદા: “ પણ હવે ચૂપ રહો. મોંમાંથી અશુભ વેણ ન કાઢશો. જો આમ જ બાળવી હોય તો બહાર ચાલ્યા જાઓ.”

ઇન્દ્રમણિ: “ તો હું જાઉં છું. પણ યાદ રાખજે કે, આ હત્યા તારા માથા પર. જો છોકરાને તંદુરસ્ત જોવા ઇચ્છતી હો તો એ જ આયાની પાસે જા, વિનંતિ કર અને ક્ષમા માગ. તારા છોકરાનો જાન એની દવા પર નિર્ભર છે.”

સુખદાએ ઉત્તર ન આપ્યો; એની આંખોમાંથી આંસુ વહેતાં હતાં.

ઇન્દ્રમણિએ પૂછ્યું: “ શું ઇચ્છા છે ? જાઉં ? બોલાવી લાઉં ?

સુખદા: “ તમે શું, હું જ જાઉં છું. ”

ઇન્દ્રમણિ: “ ના, ક્ષમા કર મને તારા ઉપર વિશ્વાસ નથી. કોણ જાણે તારી જબાનમાંથી શું સરી પડે તે પાછી આવતી હોય તેય ન આવે. ”

સુખદાએ પતિની તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોયું અને બોલી: “ જાણે મને મારા દીકરા માટે લાગતું જ નહિ હોય. મેં શરમના માર્યા તમને કહ્યું નહિ પણ આ વાત કહેવાનું મને ક્યારનુંય મન

હતું. મને જો આયાના ઘરની ખબર હોત તો ક્યારનીય હું બોલાવી લાવી હોત. મારાથી એ ગમે તેટલી નારાજ હતી, પણ રુદ્રની તો એ સાચે જ મા હતી. હું આજે જ એની પાસે જઇશ. તમે તો વિનંતિ કરવાનું કહો છો, પણ હું તો એને પગે પડીશ, એના પગને આંસુથી ધોઇશ અને જે રીતે એ રાજી થશે એ રીતે એને મનાવીશ."

સુખદાએ બહુ ધીરજપૂર્વક આ વાક્યો કહ્યાં. પણ દબાયલાં આંસુ હવે ન રોકાયાં. ચન્દ્રમણિએ સ્ત્રીની તરફ સહાનુભૂતિની દૃષ્ટિએ જોયું અને લજ્જિત થઇને બોલ્યા: "તું ન જઇશ, હું જાઉં છું."

## ૫

કૈલાસી સંસારમાં એકલી જ હતી. એક વખત એનો પરિવાર ગુલાબની માફક ફૂલ્યો ફાલ્યો હતો, પરંતુ ધીરેધીરે એની એકેએક પાંદડી ખરી પડી. એની હરિયાળી ઉજ્જડ બની ગઇ. અને પોતે પાંદડાં અને ડાળીઓ વિનાના સૂકા અટુલા થડની જેમ સંસારમાં એકલી રહી ગઇ.

પરંતુ રુદ્રને મેળવીને એને નવી કુંપળો ફૂટી હતી અને દિવસ જતાં એમાં પાંદડાંય ફૂટયાં હતાં. જે જીવન અત્યાર સુધી નિરસ અને શુષ્ક હતું તે હવે સરસ અને મજીવ બની ગયું. અંધારા જંગલમાં ભટકતા પ્રવાસીને હવે પ્રકાશનાં કિરણો દેખાતાં હતાં. હવે એનું જીવન નિરર્થક નહિ પણ સાર્થક બની ગયું હતું.

કૈલાસી રુદ્રની ભોળી ભોળી વાતો ઉપર ન્યોછાવર થઇ ગઇ હતી, પરંતુ માના અંતરમાં દ્વેષ ન થાય, એટલા માટે એ સ્નેહ સુખદાથી છુપાવતી. માનાથી છાનાં એ રુદ્રને માટે મિઠાઇ લાવતી અને ખવડાવીને એક પ્રકારનો આનંદ માણતી. દિવસમાં બે–ત્રણ વાર

એને તેલથી માલીસ કરતી કે છોકરો રૂપાળો અને પુષ્ટ થાય. નજર લાગવાની બીકે એ કોઇની સામે રુદ્રને ખવડાવતી નહિ. છોકરો ખાતો નથી એવા જુદાં જુદાં રોદણાં રડતી. છોકરાને ખરાબ નજરથી બચાવવા તાવીતો અને માદળિયાં બાંધતી. એનો પ્રેમ વિશુદ્ધ હતો, એમાં સ્વાર્થની ગંધ પણ ન હતી. રુદ્રની જાણે એ પોષક માતા હતી.

થિયેટરમાં ચાલતા ખેલમાં વિજળીના દીવા અચાનક હોલવાઇ જાય ને પ્રેક્ષકોની જેવી દશા થાય એવી દશા કૈલાસીની આ ઘરમાંથી નીકળી ગયા પછી થઇ હતી. એની આંખોની સામે એ જ મુખડું નાચી રહ્યું હતું. કાનમાં એ જ મીઠી મીઠી વાતો ગુંજી રહી હતી. એને પોતાનું ઘર ખાવા ધાતું હતું. એ કાલકોટડીમાં દમ ઘુંટાતો હતો.

જેમ તેમ કરીને રાત કાઢી. સવારમાં ઘરમાં કચરો વાળતી હતી. બહાર મિઠાઇવાળાની બૂમ સાંભળીને તે એકદમ બહાર દોડી આવી. ત્યાં તો યાદ આવ્યું કે આજે આ મિઠાઇ ખાનાર ક્યાં છે ? આજે કેડે બેસીને કોણ ઝૂમશે ? એ દરય જોઇને કૈલાસીનું હૃદય ઘડીભર મૂંગી વેદના ખમી રહ્યું. વ્યાકુળ બનીને ઘરમાંથી નીકળી કે ચાલ જરા રુદ્રને દૂરથી જોઇ આવું. પણ અધે રસ્તે જઇને એ પાછી વળી.

રુદ્ર કૈલાસીની નજરમાંથી એક પળવાર પણ ખસતો ન હતો. ઊંઘમાંથી એ ચોંકી ઊઠતી કે જાણે લાકડીનો ઘોડો કરીને રુદ્ર એના શરીર પર દોડયો આવે છે. પાડોશણોની પાસે એ રુદ્રની જ ચર્ચા કરતી. રુદ્ર એના અંતરમાં અને પ્રાણમાં વસી ગયો હતો. સુખદાના કઠોર વર્તનનું એને જરાય ભાન ન હતું. એ રોજ નિર્ણય બાંધતી કે, આજ રુદ્રને જોઇ આવીશ. એને માટે બજારમાંથી મિઠાઇ અને રમકડાં ખરીદતી. ઘેરથી નીકળતી પણ રસ્તામાંથી

સુખદાઃ "તો શું હવે કોઇની દવા જ નહિ કરો!"
પાછી ફરતી. અર્ધેથી આગળ એના પગ નહોતા ઊપડતા. કયું મોઢું લઇને જાઉં? જે પ્રેમને ધૂર્તતા સમજે તેને શું મોં દેખાડું? ક્યારેક વિચારતી કે રુદ્ર મને ન ઓળખે તો? બાળકના સ્નેહનું શું ઠેકાણું? નવી આયાથી હળી ગયો હશે! આ ખ્યાલ એના પગમાં બેડી નાખી દેતો.

આવી રીતે બે અઠવાડિયાં વીતી ગયાં. કૈલાસીનો જીવ કોઇ લાંબી યાત્રાને માટે આતુર હતો. ઘરની વસ્તુઓ જ્યાંની ત્યાં પડી રહેતી. ખાવાપીવાની શુદ્ધિ ન હતી. રાતદહાડો રુદ્રના ધ્યાનમાં જ ડૂબેલી રહેતી. સંયોગવશાત્ આ જ દિવસોમાં બદ્રીનાથની યાત્રાનો સમય આવ્યો. મહોલ્લાના કેટલાક માણસો યાત્રાની તૈયારી કરવા લાગ્યા. પાંજરામાંથી નીકળીને કોઇ બીજે ખૂણો શોધતા પોપટ જેવી કૈલાસીની દશા હતી. એને વિસ્મૃતિનો આ ઠીક અવસર મળી ગયો. યાત્રાને માટે તે તૈયાર થઇ ગઇ.

આસ્માનમાં કાળી ઘટાઓ જામી હતી અને વરસાદની ઝરમર છાનીમાની હળવે હળવે વરસતી હતી. દિલ્હી સ્ટેશન ઉપર યાત્રાળુઓની ભીડ હતી. કેટલાક ગાડીમાં બેઠા હતા, કેટલાક પોતાના ઘરવાળાઓ પાસે વિદાય લઇ રહ્યા હતા. ચારે બાજુ કોલાહલ મચ્યો હતો. સંસારની માયા હજી એમને છોડતી ન હતી. કોઇ પોતાની સ્ત્રીને શિખામણ આપતું તો કોઈ પોતાના જુવાન છોકરાને સૂચનાઓ કરતું. એક બુઢ્ઢા વેપારી પોતાના મુનીમને કહેતા કે માલ આવવામાં વાર થાય તો તમે જાતે જઇને લઈ આવજો. ચાલુ માલ લાવજો, નહિ તો રૂપિયા ફસાઈ જશે. કોઈ કોઇ શ્રદ્ધાળુ પણ હતા. એ બીચારા યાત્રાના ઉત્સાહમાં મગ્ન હતા. કેટલાક માળા ફેરવતા અને કેટલાક આકાશની સામે જોઇને પ્રભુની લીલા નીરખતા. કૈલાસી પણ એક ડબ્બામાં બેઠી બેઠી આ માયાનો

ખેલ જોઈ રહી હતી. એને લાગતું કે લોકોને હૈયેથી હજીય જંજાળ છૂટતી નથી. અહીં પણ વેપારવણજ ને લેવાદેવાની ચર્ચા! રુદ્ર આ વખતે અહીં હોત તો બહુ રડત, મારી ગોદમાંથી નીચે જ ન ઊતરત. પાછી ફરીને એને જરૂર મળીશ. ઈશ્વર, હવે તો ગાડી ચાલે તો ઠીક. ગરમીને લીધે જીવ જાય છે. આટલી ઘટા જામી છે, છતાં વરસવાનું નામ નથી લેતો. કોણ જાણે કેમ આ ગાડીવાળા વાર કરે છે. અમસ્થા આમતેમ દોડાદોડ કર્યા કરે છે. એમ નહિ કે જલદી જલદી ગાડી ચલાવીએ કે બીચારા યાત્રાળુઓના જીવમાં જીવ આવે. એકાએક એણે ઈન્દ્રમણિને સાઇકલ પર ઉતાવળે આવતા જોયા. એમનું મોઢું ઊતરી ગએલું હતું, અને કપડાં પરસેવાથી તરબોળ હતાં. એમણે ડબ્બાઓ તપાસવા માંડયા. "હું પણ યાત્રાએ જાઉં છું" એવું દેખાડવા કૈલાસીએ ડોકું બહાર કાઢયું. ઇન્દ્રમણિ એને જોતાં જ ઉતાવળે આવીને બોલ્યા: "કૈલાસી, તું પણ યાત્રાએ જાય છે?"

કૈલાસીએ ગૌરવભરી દીનતાથી જવાબ વાળ્યો: "ત્યારે શું? શરીરનો ભરોસો નથી, કયારે પડી જાય. પરમાત્માને ત્યાં મોઢું બતાવવા માટે પણ કંઇ તૈયારી તો કરવી જોઇએ ને? રુદ્રની તબિયત તો સારી છે ને?"

ઇન્દ્રમણિ: "હવે તો તું જાય છે. રુદ્રની તબિયત પૂછીને તારે શું કામ છે? એને આશીર્વાદ આપતી રહેજે."

કૈલાસીની છાતી ધડકવા માંડી. ગભરાઇને એ બોલી: "શું એની તબિયત સારી નથી?"

ઇન્દ્રમણિ: "એ તો જે દિવસથી તેં ઘરની બહાર પગ મૂકયો ત્યારથી બિમાર છે. બે અઠવાડિયાં સુધી તો એણે અમા અમાની ધૂન લગાવી. હવે એક અઠવાડિયાથી ખાંસી અને તાવમાં સપડાયો છે. આખા શહેરના ડોકટરોની દવા કરી, પણ કાંઈ ટીકી

લાગતી નથી. મેં ધાર્યું કે જઇને તને વિનંતિ કરીને પાછી બોલાવી લાવું—કદાચ તને જોઇને એ સાજો થઇ જાય! પણ ઘેર ગયો ત્યાં તો ખબર પડી કે તું યાત્રા કરવા જાય છે. હવે કયે મોઢે તને આવવાનું કહું? તારી સાથે એવો કયો મીઠો સંબંધ રાખ્યો છે કે એટલું સાહસ કરું? પાછું આ પુણ્ય કાર્યમાં વિઘ્ન નાખવાનો પણ ભય લાગે છે. જાઓ, એનો ઇશ્વર છે! આવરદા હશે તો બચી જશે! નહિ તો ભગવાનની ગતિને કોણ પાર પામી શકયું છે?"

કૈલાસીની આંખો સામે અંધારૂં છવાઇ ગયું. સામેની વસ્તુઓ તરતી દેખાઇ. હૃદય ભાવી અશુભની આશંકાથી વિહ્વળ બની ગયું. અંતરમાંથી કહેવાઇ ગયું: "ઇશ્વર! મારા રુદ્રનો વાળ વાંકો ન કરીશ." પ્રેમથી ગળું ભરાઇ આવ્યું. વિચાર કર્યો કે હું કેવી કઠોર હૃદયની છું? વહાલું બાળક રોઈ રોઇને હલકું થઇ ગયું, પણ જોવા સુદ્ધાં ન ગઈ. સુખદાનો સ્વભાવ સારો નહિ તો ભલે, પણ બીચારા રુદ્રે મારું શું બગાડયું હતું કે માનું વેર મેં છોકરા ઉપર વાળ્યું! ભગવાન મારો અપરાધ ક્ષમા કરો. મને શું ખબર કે મારી ઉપર એનો આટલો બધો પ્રેમ છે! કોણ જાણે બચ્ચાની શું દશા હશે!" ભયાતુર થઇને બોલી: "દૂધ તો પીએ છે ને?"

ઇન્દ્રમણિ: "તું તો દૂધ પીવાની વાત કરે છે, પણ આજ બે દિવસથી એણે આંખ સુદ્ધાં ખોલી નથી!"

કૈલાસી: "ઓ ભગવાન! અરે ઓ મજૂર! મજૂર, ઓ મજૂર! મારો સામાન નીચે ઉતાર. હવે મારે તીરથ નથી જવું. હા બેટા, જલદી કર ભાઈ. જલદી બધું નીચે ઉતારી નાખ. ભાઇ, તમે એક ગાડી કરી લાવો."

ગાડી રવાના થઇ. ઘોડો ધીરે ધીરે દોડતો હતો. કૈલાસી વારંવાર ગાડીવાળાને કહેતી: "બેટા, જલદી હાંક. હું તને બે

આના વધારે આપીશ. " રસ્તામાં મુસાફરોની ભીડ જોઇને એને કંટાળો આવતો. એને થતું કે ઘોડાને પાંખો હોત તો કેવું સારું! ઇન્દ્રમણિનું મકાન પાસે આવ્યું ને એનું હૃદય ગભરાવા માંડયું. વારંવાર રુદ્રને માટે અંતરમાંથી શુભાશિષ નીકળવા માંડી. ઇશ્વર કરે ને બધું ક્ષેમકુશળ હો. ગાડી ઇન્દ્રમણિના મકાન તરફ વળી. અકસ્માત્ કૈલાસીના કાનમાં રડવાનો અવાજ આવ્યો. કાળજું થથરી ગયું. ચક્કર આવવા માંડયા. જીવ ઊંડો ઊંડો જતો હોય એમ લાગ્યું. એને થયું કે લાવ ગાડીમાંથી કૂદી પડું. પણ જોયું તો એક દીકરી માને ઘેરથી સાસરે જાય છે. સંતોષ થયો. ઇન્દ્રમણિનું મકાન આવી પહોંચ્યું. જેમ કોઇ અનાથ છોકરો ઘરમાંથી નાસી જાય અને સમી સાંજે ભૂખ્યો ને તરસ્યો પાછો આવે ત્યારે બારણા તરફ ઝાંખીને જુએ કે કોઇ બેઠું તો નથી એમ ડરતાં ડરતાં કૈલાસીએ બારણા તરફ જોયું. પરસાળમાં સુમસામ હતું. મહારાજ બેઠો બેઠો શાક સમારતો હતો. કૈલાસીને હૈયે હામ આવી. ઘરમાં પેઠી તો નવી આયા પોટીસ ઉકાળતી હતી. હૃદયમાં બળ આવ્યું. સુખદાને જોઇ તો એનું હૃદય મધ્યાહ્નકાલની જેમ કંપી રહ્યું હતું. સુખદા છોકરાને ખોળામાં લઇને બારણા ભણી મીટ માંડીને બેઠી હતી. જાણે શોક અને કરુણાની મૂર્તિ.

કૈલાસીએ સુખદાને કંઇપણ ન પૂછયું. રુદ્રને એના ખોળામાંથી લઇ લીધો અને એની તરફ સજળ નયને જોઇ બોલી: " રુદ્ર! બેટા! આંખો ખોલો તો."

રુદ્રે આંખો ખોલી. ક્ષણભર આયાને ચૂપચાપ નીરખી રહ્યો. એકાએક આયાને ગળે વળગી પડયો ને બોલ્યોઃ " અમા! તું આવી!"

રુદ્રનું પીળું પડી ગએલું મુખ ખીલી ઊઠયું. હોલવાતા દીવામાં જાણે નવું દીવેલ પુરાયું.

એક અઠવાડિયું વીતી ગયું. પ્રભાતનો પહોર હતો. રુદ્ર આંગણામાં રમતો હતો. ચન્દ્રમણિએ બહારથી આવીને એને ગોદમાં લીધો ને કહ્યું: "માર મારીને તારી અમ્માને નસાડી મૂક."

રુ મોઢું ઉતારીને કહ્યું: "નહિ!"

કૈલાસી બોલી: "બેટા! કેમ તેં મને બદ્રીનાથ ન જવા દીધી? મારી યાત્રાનું પુણ્યફળ કોણ આપશે?"

ચન્દ્રમણિએ મીઠું હસતાં કહ્યું: "તને એનાથી કેટલાયગણું અધિક પુણ્ય મળશે. આ તીર્થ મહાતીર્થ છે."

•

❦

# નાગપૂજા

પ્રભાત હતું. અષાઢનું પહેલું પખવાડિયું વહી ગયું હતું. દ્વિરેફો ચારે બાજુ ગુંજતા હતા. તિલોત્તમાએ વાડી તરફ જોયું તો છોડ અને વેલાઓમાં જાણે નવું રૂપ આવ્યું હતું. યોગી આનંદમાં મગ્ન હોય એવી એક પ્રકારની આધ્યાત્મિકતાની છાયા પડેલી હતી. ચકલીઓમાં અસાધારણ ચંચળતા આવી હતી. ડાળીઓ અને પાંદડાંઓ પ્રફુલ્લ બનીને હવામાં હિંચતાં હતાં. તિલોત્તમા બાગમાં આવી. એ પણ પક્ષીઓની માફક ચંચલ બની ગઇ હતી. એક તરફ જઇને કોઇ વેલાને રમાડતી, તો કોઇ છોડ પર પડેલું જલબિન્દુ હલાવીને કૃત્રિમ ઝરમર ઉડાવતી. બાગના સ્વચ્છ રસ્તાઓ ઉપર કંકુના જેવી લાલ લાલ ગોકળગાયો ફરતી હતી. તિલોત્તમા એમને પોતાની હથેળીમાં લેતી અને રમાડતી. અચાનક એક કાળો વિશાળ નાગ નિર્ભય રીતે ફરતો દેખાયો. એણે ચીસ પાડીને કહ્યું: "મા ! નાગદેવતાનાં દર્શન કરવાં હોય તો થોડું દૂધ લાવજો."

માએ કહ્યું: "બેટા, જવા દે. એ તો હવા ખાવા નીકળ્યા હશે."

તિલોત્તમા: "ઉનાળામાં એ ક્યાં જતા રહેતા હશે તે દેખાતા જ નથી ?"

મા: "ક્યાં જાય ! એ તો પોતાના દરમાં પડયા રહે છે."

તિલોત્તમા: "બીજે ક્યાંય નથી જતા ?"

માઃ “ એ તો આપણા દેવતા છે, બીજે ક્યાં જાય ? તારા જન્મ પછી એ અહીં નિયમિત દર્શન આપે છે. કોઈની સામુંય નથી જોતા. કોઈ છોકરું પાસે થઈને જતું હોય પણ જરાય આંચ નહિ. આજ સુધી એક ઉંદરડી પણ પકડી નથી.”

તિલોત્તમાઃ “ તો એ શું ખાતા હશે ? ”

માઃ “ બેટા, એ લોક તો હવા ઉપર રહે છે. એનાથી એમનો આત્મા દિવ્ય બની જાય છે. પોતાના પૂર્વજન્મની વાતો એમને યાદ હોય છે. ભવિષ્યની વાતો પણ એ જાણે છે. કોઈ મહાન યોગી જ્યારે અહંકાર કરે છે ત્યારે એના દંડરૂપે એને આ યોનિમાં અવતાર લેવો પડે છે. જ્યાંસુધી પ્રાયશ્ચિત્ત પૂરું નથી થતું ત્યાં સુધી એ આ જ યોનિમાં રહે છે. કોઇ કોઈ તો બસો બસો વર્ષ સુધી જીવે છે. ”

તિલોત્તમાઃ “ એમની પૂજા ન કરો તો એ શું કરે ? ”

માઃ “ બેટા, કેવી છોકરમતની વાતો કરે છે ! એ જો નારાજ થઈ જાય તો કોણ જાણે કઇ વિપત્તિ માથે આવી પડે. તું જન્મી તે જ વર્ષે એમણે પહેલાં દર્શન દીધાં હતાં. ત્યારપછી વર્ષમાં ચાર પાંચ વખત જરૂર દર્શન દઇ જાય છે. એમનો એવો પ્રભાવ છે કે આજ સુધી કોઈની નસકોરીય નથી ફૂટી.

૨

કેટલાંય વર્ષ વીતી ગયાં. તિલોત્તમા બાલિકા મટીને યુવતી બની, લગ્નનો શુભ અવસર આવી પહોંચ્યો. જાન આવી, લગ્ન થઇ ગયું, તિલોત્તમાને સાસરે જવાનું મુહૂર્ત આવી પહોંચ્યું.

નવવધૂ શણગાર સજી રહી હતી. ઘરમાં અને બહાર કોલાહલ મચ્યો હતો. તિલોત્તમાના હૃદયમાં વિયોગના તરંગો ઊઠતા અને શમી જતા હતા. એને એકાંતમાં બેસીને થોડું રડી લેવું છે.

આજે માતાપિતા, ભાઇબહેન, સખીસાહેલીઓ: બધાંને જ છોડવાં પડશે. પછી કોને ખબર ક્યારે પાછું મળી શકાય. કોણ જાણે હવે કેવા માણસો સાથે પાનો પડશે, એમનો સ્વભાવ કેવોય હશે, કેવુંય વર્તન ચલાવશે! માની આંખોમાંથી આંસુ સુકાવાનાં જ નથી. હું એક દિવસને માટે ક્યાંક જતી તો પણ એ તો રડી રડીને દિવસ કાઢતી. હવે આ જીવનપર્યંતનો વિયોગ એનાથી કેમ સહન થશે? એનું માથું દુખતું ત્યારે હું જ્યાંસુધી ધીરે ધીરે દાબી ન આપું ત્યાં સુધી એને ચેન નહોતું પડતું. પિતાજીને હવે પાન બનાવીને કોણ આપશે? મારા હાથના ભોજન વિના હવે એમને કેમ ગમશે? હું પણ એમને નીરખ્યા વિના કેમ રહી શકીશ? મને જરા કંઈ થતું કે માતાપિતા ગભરાઇ જતાં. તરત ડૉક્ટર કે વૈદ્ય હાજર થતા. ત્યાં કોણ જાણે શુંય હાલહવાલ થશે. ભગવાન, એ બંધ ઘરમાં હું કેમ રહી શકીશ? ત્યાં અગાશી હશે કે નહિ? અને હશે તોય મને ત્યાં કોણ સૂવા દેશે! ઘરમાં ને ઘરમાં મારો તો જીવ નીકળી જશે. અહીં તો સવારમાં કોઇ જગાડતું તો મા તરત બોલી ઊઠતી કે સૂવા દો હજી. એને કાચી ઊંઘમાંથી ન ઉઠાડશો, માથું દુખશે. ત્યાં તો કટાક્ષ સાંભળવા પડશે. એઓ દેખાય છે તો બહુ સુશીલ. થોડાક અભિમાની છે ખરા. એમનો સ્વભાવ નઠોર બની ગયો તો......

અકસ્માત્ એની માતાએ કહ્યું: "બેટા, એક વાત કહેવાનું ભૂલી ગઇ. ત્યાં નાગપૂજા જરૂર કરજે. ઘરનાં માણસો મનાઇ કરે તો પણ તું તો એને તારું કર્તવ્ય સમજીને કરજે જ. હમણાં મારી આંખો જરા મળી ગઈ હતી. નાગદેવે સ્વપ્નમાં દર્શન દીધાં."

તિલોત્તમા: "મા! મનેય એમનાં દર્શન થયાં. પણ મને તો બહુ જ વિકરાળ સ્વરૂપ દેખાડ્યું. ભયંકર સ્વપ્ન હતું!"

મા: "જોજે બેટા, તારા ઘરમાં કોઈ નાગને મારે નહિ. આ મંત્ર હંમેશાં તારી પાસે જ રાખજે."

બન્ને જણાં આવી વાતો કરતાં હતાં ત્યાં તો જાનનાં માણસોમાં શોકકળ થઇ રહી. એક ક્ષણમાં હાહાકાર મચી ગયો. ભયંકર શોકઘટના બની ગઈ. વરરાજાને નાગ કરડયો. વહુને લેવા એ ગાજતેવાજતે આવતો હતો. પાલખીની ગાદીની નીચેથી અચાનક નીકળીને નાગે જોરથી ડંખ માર્યો.

ચારે બાજુ શોકનો કોલાહલ મચી રહ્યો. તિલોત્તમા ઉપર તો જાણે વજ્રપાત થયો. એની માતા માથું પછાડીને રોવા માંડી. એના પિતાશ્રી જગદીશચંદ્ર મૂર્છિત થઇને ઢળી પડયા. પહેલાંથી જ એમને હૃદયનો રોગ તો હતો જ. સાપ ઉતારવાવાળા આવ્યા, ડૉક્ટરો બોલાવ્યા; પણ વિષ ઘાતક હતું. થોડી વારમાં વરરાજાનું આખું શરીર લીલુંછમ થઈ ગયું, નખ કાળા પડી ગયા. જોતજોતામાં શરીર ટાઢું હીમ થઇ ગયું. એક બાજુ ઉષાએ આકાશને લાલ રંગે રંગીને વિશ્વમાં પ્રકાશ વેરવા માંડયો, ત્યારે બીજી બાજુ ટમટમતો દીપક હોલવાઈ ગયો.

ડૂબતી નાવડીમાં બેઠેલા માણસ જેવી તિલોત્તમાની દશા હતી. અત્યાર સુધી તો એ વિયોગદુઃખમાં જ મગ્ન હતી. સાસરાના કષ્ટ અને અવ્યવસ્થાની ચિંતામાં પડી હતી. પણ હવે એને ભાન આવ્યું કે આ નાવડીની સાથે હું પણ ડૂબી રહી છું. એક ક્ષણ પહેલાં જેને એ અભિમાની સમજતી હતી તે હવે કેટલો પ્યારો લાગતો હતો ! એના વિનાનું જીવન હવે હોલવાયલા દીપક જેવું હતું, ફૂલ, ફળ, પાંદડાં વિનાનું જાણે વૃક્ષ. એક ક્ષણ પહેલાં એ બીજાની ઇર્ષ્યાનું કારણ હતી, હવે દયા અને કરુણાનું પાત્ર બની રહી.

થોડા દિવસમાં જ એને ખબર પડી ગઈ કે હવે હું સંસારનાં સર્વ સુખોથી દૂર પડેલી વિધવા છું !

૩

એક વર્ષ વીતી ગયું. જગદીશચંદ્ર પાકા ધર્મચૂસ્ત હતા, પણ તિલોત્તમાનું વૈધવ્યદુઃખ એમનાથી ન ખમાયું. એમણે તિલોત્તમાના પુનર્લગ્નનો નિશ્ચય કર્યો. હસનારાઓએ તાળીઓ વગાડી; પણ જગદીશચંદ્રે દૃઢતાથી કામ લીધું. તિલોત્તમા ઉપર આખું ઘર પોતાના પ્રાણ પાથરતું. એની ઈચ્છા વિરુદ્ધ એક વાત પણ નહોતી બનતી. સૌ ધ્યાન રાખતા કે એને જરાય દુઃખ ન થાય. પણ એના ચહેરા પર અખંડ રહેતી ઉદાસીનતા જોઈને ઘરવાળાને દુઃખ થતું. પહેલાં તો માતા પણ આ સામાજિક અત્યાચાર પર સહમત ન થઈ. પરંતુ નાતવાળાઓનો વિરોધ જેમ જેમ વધતો ગયો તેમ તેમ એનો વિરોધ સમતો ગયો. સિદ્ધાંતરૂપથી તો કોઈને આપત્તિ ન હતી, પરંતુ એનો અમલ કરવાનું કોઈ સાહસ ન કરતું. કેટલાક દિવસ પછી એક કુલીન, સિદ્ધાંતવાદી સુશિક્ષિત વર મળ્યો. એના ઘરવાળા પણ સહમત હતા. તિલોત્તમાને સમાજમાં પોતાનું નામ વેચાતું જોઈને દુઃખ થતું હતું. એ મનમાં ને મનમાં સમસમી રહેતી કે પિતાજી નાહક મારે ખાતર સમાજમાં બેઆબરૂ બની રહ્યા છે. મારા ભાગ્યમાં સૌભાગ્ય જ લખ્યું હોત તો આ વજ્રપાત કેમ બનત. એને ક્યારેક એવી શંકા થતી હતી કે હું ફરી વિધવા બની જઈશ! લગ્ન નક્કી થઈ ગયું અને વરની છબી એની પાસે આવી ત્યારે એની આંખો આંસુથી ભરાઈ ગઈ. મુખ પર કેટલી સજ્જનતા, દૃઢતા અને કેટલી વિચારશીલતા દેખાતી હતી. એ છબીને લઈને માતા પાસે ગઈ. "મા, મારે ન કહેવું જોઈએ છતાં નિર્લજ્જ થઈને કહું છું કે તું બાપુજીને આ લગ્ન કરવાનું ના કહે. હું જે દશામાં છું તેમાં મને પૂર્ણ સંતોષ છે. મને ભય છે કે ફરી પાછી એવી જ શોકઘટના........"

માએ પણ ઊંડી વેદનાથી કહ્યું: "બેટા, અશુભ વાત મુખમાંથી

ન બોલીશ. તારા મનમાં ભય ભરાઈ ગયો છે એટલે આવો ભ્રમ થાય છે. જે થવાનું હતું તે થઇ ગયું. ઇશ્વર તારી પાછળ તો નહિ જ પડયો હોય."

તિલોત્તમા: "મા, મને એવું જ લાગે છે."

મા: "તને કેમ આવી શંકા થાય છે ?"

તિલોત્તમા: "કોણ જાણે કેમ, મારા મનમાં બેઠેલું કોઇ બોલે છે કે ફરી પાછું એવું જ અનિષ્ટ થશે. હું રોજ બિહામણાં સ્વપ્નો જોઉં છું. નાગના જેવા જ સ્વરૂપવાળો એક માણસ રોજ રાત્રે જાણે મારા ખાટલાની આસપાસ ફર્યા કરે છે. હું ભયની મારી મનમાં ને મનમાં સમસમી રહું છું. કોઇને કંઇ પણ નથી કહેતી."

માએ જાણ્યું આ બધો ભ્રમ છે. લગ્નની તિથિ નક્કી થઇ ગઈ. આ માત્ર તિલોત્તમાનો પુનઃસંસ્કાર ન હતો, પણ સામાજિક સુધારણાનું ક્રિયાત્મક ઉદાહરણ હતું. દૂર દૂરથી સમાજસુધારકો આ લગ્નમાં ભાગ લેવા આવ્યા હતા. લગ્ન વૈદિક રીતે થયાં. મહેમાનોએ ખૂબ વ્યાખ્યાનો કર્યા. વર્તમાનપત્રોએ ખૂબ આલોચનાઓ કરી. જગદીશચંદ્રની નૈતિક હિંમત અને સાહસનાં વખાણ થવા લાગ્યાં. ત્રીજે દિવસે વધૂની વિદાયનું મુહૂર્ત હતું.

જાનીવાસે વરરાજાની રક્ષા માટે સર્વ સાધનોનો ઉપયોગ થતો હતો. વિજળીની રોશનીથી જાનીવાસો ઝળકી ઊઠયો હતો. મંડપની ભવ્યતા અદ્દભુત હતી. વરપક્ષે ખૂબ ખર્ચ કરીને આ ઉત્સવ ઊજવ્યો હતો. મંડપની ચારે બાજુ જાડી જાડી કનાતો ઊભી કરવામાં આવી હતી. કોઈ પણ જાનવર આવી શકે એવું કયાંય રાખ્યું ન હતું. પણ ભાવિ પ્રબળ હોય છે. મગરૂરે ચાર વાગ્યા હતા. આકાશમાં તારાઓની જાન વિદાય થતી હતી. વધૂને વિદાય કરવાની તૈયારીઓ થઇ રહી હતી. એક તરફ શરણાઇના મનહર સૂર વાતાવરણમાં આનંદ અને શોક પ્રસારતા હતા, બીજી તરફ વિલાપના

છાના સૂર નીકળતા હતા. પણ તિલોત્તમાની આંખોમાં આંસુ ન હતાં. સમય નાજુક હતો. કોઈ રીતે એ ઘરમાંથી બહાર નીકળી જાય એટલે બસ. એને માથે દુઃખની તરવાર ઝઝૂમતી હતી. રોવામાં અને સખીઓને જોવામાં એને આનંદ ન હતો.

નિદ્રામાંથી વરને ઉઠાડયો. વાજાં ફરી શરૂ થયાં. વહુને લેવા એ પાલખીમાં બેસવા ચાલ્યો. પણ જ્યાં જોડા પહેરવા જાય છે ત્યાં જ ચીસ પાડીને પછડાઇ પડયો—જાણે દેવતા ઉપર પગ પડયો! જોયું તો એક કાળો નાગ જોડા આગળથી સપાટાબંધ નાસતો હતો. જોતજોતામાં એ અદશ્ય થઈ ગયો. વરે એક દુઃખભરી ચીસ નાખી અને બેભાન થઈ ગયો. આંખોમાં અંધારી ઊતરી આવી.

થોડી વારમાં આખાય જાનીવાસમાં હાહાકાર થઇ રહ્યો. લોકોએ દોડાદોડ કરી મૂકી. દવાઓના કેટલોક બંદોબસ્ત પહેલેથી જ કરી મૂકવામાં આવ્યો હતો. કેટલાક મંત્રવાળાને પણ બોલાવ્યા, બધું કર્યું; પણ કોઇનું ન ચાલ્યું. એ તો નાગના રૂપમાં મૃત્યુ જ આવ્યું હતું. તિલોત્તમાએ આ સાંભળ્યું એટલે તરત જ રડતી કકળતી એ તો જાનીવાસ તરફ દોડી. એને સાનભાન ન રહી. એ પોતાના પતિના ચરણને પોતાના શિર પર લગાવીને પોતાનો જન્મ સફળ કરવા માગતી હતી. ઘરની સ્ત્રીઓએ રોકી, માતા સમજાવવા લાગી પણ એ તો કોઇથી ન રોકાઈ. જગદીશચંદ્રે શોકપૂર્ણ હૃદયે કહ્યું: "જવા દો એને." જાનીવાસે પહોંચી ત્યાં તો વરનો છેલ્લો શ્વાસ ચાલતો હતો. એ અધખૂલ્યાં નેત્રોમાં અસહ્ય આત્મવેદના અને દારુણ નિરાશા હતી.

૪

આ અદ્દભુત ઘટનાના સમાચાર દૂર દૂર ફેલાઇ ગયા. જડવાદીઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. આત્મવાદીઓને પણ

એક ન સમજાય એવી મર્મવેદના થતી હતી. જગદીશચંદ્રે કપાળે હાથ મૂક્યો. એમણે નિશ્ચય કરી લીધો કે કન્યાના ભાગ્યમાં વૈધવ્ય જ લખ્યું છે. નાગની પૂજા વર્ષમાં બે વાર નિયમિત થવા માંડી. તિલોત્તમાના ચારિત્રમાં પણ અદ્દભુત ફેરફાર થવા માંડ્યો. ભોગ અને વિહારના દિવસો ભક્તિ અને ઇશ્વરપૂજામાં વીતતા હતા. નિરાશ માણસોનું આ એકમાત્ર સાધન છે.

ત્રણ વર્ષ વીત્યા પછી ઢાકા વિશ્વવિદ્યાલયના અધ્યાપક દયારામે આ ઘટનાને ફરી તાજી કરી. એ પશુશાસ્ત્રના પંડિત હતા. એમણે નાગ અને સાપના આચાર-વ્યવહારનું ખાસ જ્ઞાન મેળવ્યું હતું. એમને આ રહસ્ય ખોલવું હતું. જગદીશચંદ્રને એમણે લગ્નનું કહેણુ મોકલ્યું. એમણે ના લખી મોકલી. પણ દયારામે ફરી પાછો આગ્રહ કર્યો. લખ્યું મેં વૈજ્ઞાનિક અન્વેષણાને કાજે આ નિશ્ચય કર્યો છે. એ નાગ મને જરાય હાનિ નહિ કરી શકે. કદાચ મને કરડશે તો એ પોતે જ મરી જશે. અને એને કરડશે તો મારી પાસે એનું વિષ એક ક્ષણમાં ઊતરી જાય એવી દવા છે. તમે આ બાબતની જરાય ચિંતા ન કરશો. એમણે એક શરતે કબૂલ કર્યું કે લગ્ન ઢાકામાં કરવાં.

જગદીશચંદ્ર પોતાના કુટુંબીઓને સાથે લઇને લગ્નતિથિથી સાતેક દિવસ પહેલાં ઢાકા પહોંચી ગયા. નીકળતી વખતે સૌએ પોતપોતાના બિસ્તરા અને ટ્રંકો કાળજીપૂર્વક જોઇ લીધી—વખતે ક્યાંય ભરાઇ બેઠો ન હોય. શુભ મુહૂર્તમાં લગ્ન થઇ ગયું. તિલોત્તમા હજીય વ્યાકુળ હતી કે રખેને કંઈ ઊંધુંચત્તું ન થઇ જાય. તિલોત્તમા રોઈ કકળીને સાસરે ગઈ. જગદીશચંદ્ર નિશ્ચિત થઇને ઘેર પાછા આવ્યા.

તિલોત્તમાના સ્વભાવમાં એક વિચિત્ર રૂપાન્તર થયું. સૌની સાથે એ હસતી બોલતી, નિરાંતે ખાતી પીતી. દયારામની સાથે

પણ સ્નેહપૂર્વક વર્તતી. લોકોને એમ લાગતું કે એ દંપતિ ખૂબ સુખી છે. પણ આંતરિક દશા જુદી જ હતી. શયનગૃહમાં જતાં જ એનું મુખ વિકૃત થઈ જતું, ભવાંઓ તણાઈ જતી, કપાળ પર કરચલીઓ વળી જતી અને શરીર આગની જેમ બળવા માંડતું. મોઢા પર કાળાશ છવાઇ જતી અને આંખોમાંથી અગ્નિની જ્વાલાઓ નીકળતી. કોણ જાણે કેમ એને ભ્રમ થતો કે પોતે જાણે નાગણ છે. ક્યારેક તો એ ફુંફાડા પણ મારતી. આવી સ્થિતિમાં દયારામની એની પાસે જવા હિંમત ન ચાલતી. એઓ એના રૂપલાવણ્ય ઉપર મુગ્ધ હતા, પરંતુ આવી અવસ્થામાં એની ઉપર ઘૃણા કરતા. એઓ એને આવા જ ઉન્માદમાં મૂકીને બહાર નીકળી જતા. ડૉક્ટરોની સલાહ લીધી, કેટલાંય પુસ્તકો જોયાં; પણ આનું રહસ્ય ન જણાયું. ભૌતિક વિજ્ઞાનમાં એમને પોતાની અલ્પજ્ઞતા સ્વીકારવી પડી.

હવે એમને પોતાનું જીવન અસહ્ય લાગતું. પોતાના દુસ્સાહસ પર પસ્તાતા હતા—નાહક આ દુઃખમાં પોતાની જાતને ફસાવી. એમને શંકા થવા માંડી કે આ અવશ્ય કોઇ પ્રેતલીલા છે. મિથ્યાવાદી ન હતા, પણ જ્યાં બુદ્ધિ અને તર્કનું કંઇ જ નથી ચાલતું ત્યાં માણસ વિવશ બનીને મિથ્યાવાદી બની જાય છે.

ધીરે ધીરે એમની હાલત એવી બની ગઇ કે એ હમેશાં તિલોત્તમાની તરફ શંકા અને ભયની નજરે જોતા. તિલોત્તમાની ઉન્માદભરી વિકૃત આકૃતિ એમની આંખો આગળથી બિલકુલ ન ખસતી. એમને ભય થતો કે રખેને એ મારો જીવ લે. આ ચિંતા હૃદયને હમેશાં વ્યથિત કર્યા કરતી. હિપ્નોટીઝમ, વિકૃતશક્તિ અને કેટલાય આરોગ્યના વિદ્વાનોની પરીક્ષા કરી જોઈ. એમને હિપ્નોટીઝમ પર ખૂબ ભરોસો હતો. પણ જ્યારે એ પ્રયોગ પણ નિષ્ફળ ગયો ત્યારે એઓ નિરાશ બની ગયા.

૫

એક દિવસ પ્રોફેસર એક વિજ્ઞાનસંમેલનમાં ગયા હતા. પાછા ફરતાં બાર વાગી ગયા હતા. વરસાદના દિવસો હતા. એઓ તિલોત્તમાના શયનગૃહમાં એટલું પૂછવા જ ગયા કે મારું ખાવાનું ક્યાં મૂક્યું છે. અંદર પગ મૂકતાં જ તિલોત્તમાને ઓશીકે એક ભયંકર કાળો નાગ બેઠેલો જણાયો. પ્રોફેસર સાહેબ છાનામાના ભયભીત થઇને પાછા ફર્યા. વિશ્વાસ થયો કે આ જ મારો જૂનો શત્રુ છે. આને તિલોત્તમા સાથે કેમ આટલી મૈત્રી છે? એને ઓશીકે જાણે દોરડાનો લાંબો કકડો પડયો હોય એમ ચુપચુપ બેઠો હતો. આ શું રહસ્ય હશે? એમણે નાગના વિષયમાં અદ્ભુત કથાઓ સાંભળેલી; પણ આવી કુતૂહલભરી ઘટનાનો ઉલ્લેખ ક્યાંય જોયો કે સાંભળ્યો ન હતો. પાછા હથિયાર લઇને એ જ ઓરડામાં ગયા તો નાગનો પત્તો ન હતો. પલંગમાં બેસીને તિલોત્તમા નાગણની જેમ બારણા તરફ જોઇ રહી હતી. એનાં નયનોમાંથી અગ્નિજ્વાળાઓ નીકળતી. આ વખતનો ઉન્માદ અતિશય પ્રચંડ હતો. દયારામને જોતાં જ એ વીજળીની જેમ એમના ઉપર તૂટી પડી. પોતાના બે હાથથી સખત રીતે એમનું ગળું દાબી દીધું. દયારામે બહુ ફાંફાં માર્યા, પણ નાગણની ચૂડની જેમ એના હાથ ઊંડા ને ઊંડા ઊતરતા જતા હતા. એક તરફ એવો ભય હતો કે જો એ મને કરડશે તો જાતે જ મરી જશે. એમણે હમણાં જે દવા પીધી હતી તે વિષથી પણ વધારે ઝેરી હતી. એમને તો પેલા નાગનો જ વિચાર ભયભીત બનાવી દેતો. એ કોઇ પ્રેત તો નહિ હોય કે એને ઓશાકે આવીને બેઠો હશે? કહેવાય છે કે આવી દશામાં રોગી પર જે પ્રયત્નો અજમાવવામાં આવે છે તે પ્રેત ઉપર જ પડે છે. નીચી જાતિઓમાં આવાં ઉદાહરણો પણ મળે છે. આ વિચાર મનમાં આવ્યો ન આવ્યો ત્યાં તો એમનો શ્વાસ ઘુંટાવા

લાગ્યો. તિલોત્તમાની ચૂડ મજબૂત બનતી જતી હતી, એઓ દીન અને નિરાધાર રીતે આમતેમ જોવા લાગ્યા. દેહ શિથિલ થઇ ગયો, પગ કંપવા લાગ્યા. અચાનક તિલોત્તમાએ એમના ગળા તરફ પોતાનું મોઢું લંબાવ્યું. દયારામનું ધૈર્ય ઊડી ગયું. એમણે લાંબો હાથ લાંબો કરીને તિલોત્તમાની છાતી પર પિસ્તોલ છોડી. તિલોત્તમા પર કંઈ અસર ન થઇ. એની ચૂડ વધારે સખત થઇ ગઈ. આંખોમાંથી તણખા ઝરવા માંડયા. દયારામે બીજી ગોળી છોડી, આ બરાબર વાગી. તિલોત્તમાની ચૂડ ઢીલી પડી ગઇ. એક ક્ષણમાં એના હાથ આપોઆપ છૂટી ગયા, માથું લટકી પડયું અને એ જમીન પર પટકાઇ પડી.

આ વખતે એવું દશ્ય બની ગયું જેનું ઉદાહરણ અલિફલૈલા અને ચન્દ્રકાન્તમાં પણ ન મળે. ત્યાં જ જમીનની ઉપર પલંગની પાસે એક ભયંકર કાળો નાગ તડફડતો હતો. એના મુખમાંથી અને છાતીમાંથી લોહીની ધારા વહેતી હતી.

દયારામને પોતાની આંખો પર વિશ્વાસ નહોતો આવતો. આ કેવી અદ્દ્ભુત પ્રેમલીલા હતી? કઇ સમસ્યા હતી? કોને પૂછું? આ જાદુને તોડવાનો પ્રયત્ન મારા જીવનનું એક કર્તવ્ય બની ગયો. એમણે એક લાંબી લાકડીથી તે નાગને ઊચક્યો અને આંગણામાં લાવ્યા. બિલકુલ મૃત દશામાં હતો. એમણે પોતાની ખાલી ટ્રંકમાં નાખી તેને બંધ કરી દીધો. પછી તેમાં ભુસુ ભરીને એ ટ્રંકને છજામાં લટકાવી દીધી. આટલો ભયંકર અને મોટો નાગ કોઈએ જોયો નહિ હોય.

પછી તિલોત્તમાની પાસે ગયા. ભયના માર્યા ઓરડામાં જવાની હિંમત નહોતી ચાલતી. એમને એટલી હિંમત હતી કે નાગરૂપી પ્રેત હવે મરી ગયો છે. આશા અને ભયની દશામાં

એઓ અંદર ગયા. તિલોત્તમા અરિસાની સામે ઊભી ઊભી વાળ સમારતી હતી.

દયારામના આશ્ચર્યનો પાર ન રહ્યો. તિલોત્તમાનું મુખ વસંતના કમળની જેમ ખીલી રહ્યું હતું. દયારામે કોઇ દિવસ એને આટલી પ્રફુલ્લિત નહોતી જોઈ. એમને જોતાં જ એક મીઠું હાસ્ય હસી એ બોલી: “ આજે આટલી મોડી રાત સુધી ક્યાં હતા ? ”

દયારામ પ્રેમમાં ઘેલા થઇ ગયા, બોલ્યા: “ એક જલસામાં ગયો હતો. તારી તબિયત તો સારી છે ને ? કંઈ પીડા તો નથી થતી ને ? ”

તિલોત્તમાએ એમની તરફ આશ્ચર્યથી જોઈને કહ્યું: “ તમને કેમ ખબર પડી ? જાણે કોઇએ ગોળી મારી હોય ને એવું દર્દ મારી છાતીમાં થાય છે. ”



## અધિકારચિંતા

ટોમીઓ જોવામાં તો ખૂબ જાડો હતો. એનું ભસવું સાંભળી સાંભળીને લોકો ચોંકી ઊઠતા. કોઈ દિવસ અંધારી રાતે મળે તો ઓળખાય નહિ કે એ કૂતરો છે કે બીજું પ્રાણી. પરંતુ એની વીરતા કોઇ પણ સંગ્રામમાં પ્રમાણીત નહોતી થતી. બે ચાર વખત જ્યારે બજારના કૂતરાઓએ આમંત્રણ કર્યું ત્યારે એ હિંમત કરીને મેદાનમાં કૂદી પડયો. જોનારા કહે છે કે એ જ્યાં સુધી લડયો ત્યાં સુધી ખૂબ જ સરસ રીતે લડયો; નખ અને દાંતોના માર ઉપરાંત એના શરીરથી જ બીચારા ધરાઇ ગયા. નક્કી નહોતું થયું કે કોણ જીતશે; પણ જ્યારે પેલાઓએ કકળાટ કરીને બીજી મદદ મગાવી ત્યારે સૌએ ટોમીઓને જ વિજયી કહ્યો. ત્યારથી એ લડાઈના પ્રસંગો બહુ ઓછા લાવતો.

આટલો શાંત હોવા છતાં ટોમીઓના શત્રુઓની સંખ્યા દિવસે દિવસે વધતી જતી હતી. એના બરાબરીઆ તો એટલા માટે બળતા કે આટલો કદાવર છતાં તે આટલો ભીરુ કેમ છે? બજારના કૂતરાઓ એટલા માટે ખીજાયાં કરતા કે ટોમીઓને લીધે એમને એક હાડકું પણ નહોતું મળતું. સવારમાં બધાં ઊઠે તે પહેલાં જ જઇને મિઠાઇવાળાની દુકાનો પાસેનાં એઠાં પાંદડાં અને કસાઇની દુકાનો આગળ પડેલાં હાડકાંઓ સાફ કરી આવતો. આટલા શત્રુઓની વચ્ચે એનું જીવન સંકટમય બનતું હતું. મહિનાઓ વીતી જતાં

પણ પેટભર ભોજન ન મળતું. એક દિવસ એણે એવું ભોજન મેળવવા પ્રયત્ન કર્યો, પણ એને બદલે એવું ભોજન મળ્યું કે કેટલાય દિવસો સુધી આખું શરીર દુખ્યું. પણ એની ઉત્કંઠા શાંત ન થઇ. એ કોઇ એવી જગ્યાએ જવા ઇચ્છતો કે જ્યાં કોઇ સામનો કરવાવાળું ન હોય, જગ્યા શાંત હોય અને શિકાર ખૂબ મળે. હરિયાળીમાં સસલાં રમતાં હોય, બકરીનાં બચ્ચાં રમતાં હોય અને હરણુંઓ દોડતાં હોય. આરામ કરવા વૃક્ષની છાયા હોય અને પીવા નદીનું પાણી. ત્યાં જઇને મનમાન્યો શિકાર કરું અને પછી નિરાંતે મીઠી ઊંઘ લઉં; ત્યાં ચારે તરફ સૌ મારાથી બીએ, બધા ઉપર એવો રૂવાબ બેસી જાય કે જાણે હું જ રાજા છું. ધીરે ધીરે ત્યાં મારું રાજ્ય એવું જામે કે પછી કોઈ હરીફને આવવાનો માર્ગ જ ન રહે.

સંજોગવશાત્ એક દિવસ આ કલ્પનાઓનાં સુખસ્વપ્નો જોતો જોતો માથું નીચું રાખીને સડક છોડીને ગલીઓમાંથી ચાલ્યો આવતો હતો. ત્યાં રસ્તામાં એક સજ્જન સાથે નકામી બોલાચાલી થઈ ગઇ. ટોમીએ વિચાર્યું કે બચાવીને નીકળી જાઉં, પણ પેલો દુષ્ટ એટલો શાંતિપ્રિય ન હતો. એણે તરત લપકીને ટોમીઓને એક લગાવી દીધી. ટોમીઓએ વિનયભાવે કહ્યું: "મને જવા દે, ફરી આ તરફ નહિ આવું. મારી ભૂલ થઇ કે તારા ફળિયામાં આવ્યો." પણ પેલા નિર્દયે જરાય ન માન્યું. અંતે ટોમીએ હારીને ગર્ધવ સ્વરે ફરિયાદ શરૂ કરી. આ કોલાહલ સાંભળીને મહોલ્લાના નેતાઓ દોડી આવ્યા, પરંતુ એમણે પણ દયા કરવાને બદલે દંતપ્રહાર શરૂ કર્યા. આ અન્યાયપૂર્ણ વ્યવહારે ટોમીનું દિલ તોડી નાખ્યું. તે જીવ લઈને નાઠો. પેલા અત્યાચારીઓએ દૂરસુધી એની પૂંઠ પકડી. માર્ગમાં એક નદી આવી. ટોમીએ જીવ બચાવવા નદીમાં પડતું મૂક્યું.

કહેવાય છે એક વખત સુખનો દિવસ સૌને આવે છે. ટોમીનો દિવસ પણ નદીમાં કૂદતાં જ ફરી ગયો. પડયો હતો જાન બચાવવા, પણ મોતી હાથ લાગ્યાં. તરતો તરતો પેલે પાર પહોંચ્યો. ત્યાં એની પુરાણી આશાઓ મૂર્તિમંત થઇ.

૨

આ એક વિસ્તૃત મેદાન હતું. નજર પહોંચે ત્યાં સુધી હરિયાળી પથરાએલી હતી. નાળાંઓનો મધુર કલરવ અને ઝરણાંઓનું મંદ ગાન, વૃક્ષોના સુખદ પુંજ અને રેતીનાં સપાટ મેદાનઃ આ બધું મનોહર દશ્ય જોઇને ટોમીના આનંદનો પાર ન રહ્યો.

અહીં મોટા નખવાળાં પશુઓ હતાં. એમની સૂરત જોઇને જ ટોમીનું કાળજું બળી જતું. પરંતુ એમણે ટોમીની જરાય પરવા ન કરી. એઓ પરસ્પર નિત્ય લડતાં, અને દરરોજ લોહી વહેતું. ટોમીએ જોયું કે આ ભયંકર પશુઓ આગળ મારું નહિ ચાલે. એણે કુશળતાથી કામ કરવું શરૂ કર્યું. જ્યારે બન્ને પશુઓ લડતાં લડતાં એક ઘાયલ અને મડદું બનીને નીચે ઢળી પડતું કે તરત ટોમી લપકીને એક માંસનો ટુકડો લઇ નાસી જતો. અને પછી એકાંતમાં બેસીને મોજ માણતો. વિજયી પશુ પોતાના વિજયના ઉન્માદમાં એની પરવા ન કરતું.

હવે ટોમીને મન રોજ દિવાળી હતી. રોજ નવા નવા પદાર્થો મળતા. એણે આવા સુખસ્વર્ગની કલ્પનાય નહોતી કરી. એને મરીને નહિ પણ જીવતાં જ સ્વર્ગ મળ્યું હતું.

થોડા દિવસમાં પૌષ્ટિક પદાર્થોથી ટોમીનું બદન અને ચહેરો ફેરવાઇ ગયો. એનું શરીર તેજસ્વી અને મજબૂત બની ગયું. હવે એ નાનાં મોટાં જાનવરો ઉપર પોતે જ શિકાર ખેલી લેતો. જંગલનાં

જીવજંતુ હવે ચોંકી ગયાં, અને ત્યાંથી એને નસાડી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. ટોમીએ હવે નવી ચાલ ચાલવા માંડી. હવે એણે એકબીજાની વાત એકબીજાને કહેવા માંડી. કોઇને કહેતોઃ "ફલાણો તારો શત્રુ છે." કોઇને સમજાવતોઃ "પેલો તને મારી નાખવા પ્રયત્ન કરે છે." જંગલના જીવો આવા ભેદમાં ફસાઇ જતા અને અંદર અંદર લડી મરતા. ટોમીઓની બાજી સફળ થતી. અંતે જંગલના મોટા મોટા જીવોનો નાશ થઇ ગયો. નાના નાના જીવો એની સામે થવાનું સાહસ નહોતા કરી શકતા. એની ઉન્નતિ અને શક્તિ જોઇને બધાને લાગતું કે જાણે એ આકાશમાંથી અહીં રાજ્યસુખ ભોગવવા આવ્યો છે. ટોમી પણ હવે પ્રસંગ શોધીને શિકારની કુશળતા બતાવી આપવા ચૂકતો નહિ. એ ગર્વથી કહેતોઃ "ભગવાને મને તમારા ઉપર રાજ્ય કરવા મોકલ્યો છે. તમે સૌ આરામથી રહો. હું તમારા સૌનું રક્ષણ કરીશ. માત્ર એના બદલામાં દરરોજ એક શિકાર તમે આપજો." આખા જંગલમાં ટોમી રાજાની જેમ નિર્ભય રીતે ફરતો અને સુખ ભોગવતો.

ટોમીને માત્ર એક જ ચિન્તા હતી કે આ દેશમાં મારો કોઇ હરીફ ન જાગે. એને માટે એ રોજ ખબરદાર રહેતો. જેમ જેમ એના સુખભોગનો ચસકો વધતો ગયો, તેમ તેમ એની ચિંતા પણ વધતી ગઇ. કોઇ વખત તો અચાનક એ રાત્રે ચોંકી ઊઠતો અને કોઇ અજ્ઞાત શત્રુની પાછળ દોડતો. વનના જીવોને એ કહેતોઃ "જ્યાં સુધી હું રક્ષક છું ત્યાં સુધી વાંધો નથી. પણ જો કોઇ બીજો રાજા આવ્યો કે તમને ખાઈ જ જશે. હું તો તમારો હિતૈષી છું. તમારી સાથે હળી મળીને રહું છું." પશુઓ પણ કહેતાઃ "જીવીશું ત્યાં સુધી તમારે જ આધીન રહીશું!"

આખરે એવો વખત આવ્યો કે ટોમીને નીરાંતે બેસવું મુશ્કેલ થઇ પડયું. રાત અને દિવસ જંગલની ચારે બાજુ ભટકતો,

દોડતાં દોડતાં હાંફતો, અને બેદમ બની જતો; પણ શાંતિ ન હતી. રખેને કોઈ શત્રુ ઘૂસી આવે તો.

દિવાળીના દિવસો આવ્યા એટલે ટોમીને પોતાના જૂના સહચારીઓને મળવાની ઉત્કંઠા જાગી. પોતાના મનને એ ન રોકી શક્યો. એને એ દિવસો યાદ આવ્યા કે જ્યારે એ બેચાર મિત્રોની સંગાથે કોઇ પ્રેમિકાની પાછળ મહોલ્લે મહોલ્લે ભટકતો. બેચાર દિવસ તો એણે સબૂર કરી, પણ અંતે આવેગ એટલો પ્રબળ થયો કે જવા તૈયાર થઇ ગયો. હવે એને પોતાની શક્તિ ઉપર અભિમાન હતું. બેચાર જણને તો એ એકલો જ બસ હતો.

પરંતુ નદીની આ પાર આવતાં જ પ્હો ફાટે એમ એનો આત્મવિશ્વાસ ફાટવા માંડયો. એની ચાલ મંદ પડી ગઇ, માથું નીચું નમી ગયું અને પૂંછડી શાંત થઈ ગઇ. એટલામાં એક પ્રેમિકાને આવતી જોઇને એ વિહ્વળ બની ગયો. પ્રેમિકાને એની કુચેષ્ટા અપ્રિય લાગી. એણે તીવ્ર સ્વરે પોતાની નાપસંદગી જણાવી. એનો અવાજ સાંભળીને બે ચાર પ્રેમીઓ આવી પહોંચ્યા અને ટોમીને જોતાં જ ઊછળી પડયા. ટોમી સપડાઈ ગયો. હજી તો શું કરવું એનો નિશ્ચય પણ નહોતો કરી રહ્યો ત્યાં તો ચારે તરફથી મારો શરૂ થયો. નાસવું પણ ભારે પડયું. શરીર લોહીલુહાણ થઈ ગયું. નાઠો તો પણ શેતાનો પાછળ પડયા.

એ દિવસની એના મનમાં શંકા ભરાઈ ગઇ. એ પળે પળે ચોંકી ઊઠતો કે દુશ્મનો મારું સુખ લૂંટવા આવે છે. આ શંકા પહેલાં પણ ઓછી ન હતી, પણ હવે તો એનાથીય વધી પડી..

એક દિન એના મનમાં એટલો બધો ભય થયો કે શત્રુદળ આવી પહોંચ્યું છે. એકદમ દોડતો એ નદીકિનારે આવ્યો અને આમથી તેમ દોડવા માંડયું.

દિવસ વીતી ગયો, રાત વીતી ગઇ, પણ એણે વિશ્રામ ન લીધો. બીજો દિવસ ઊગ્યો, પણ ટોમી નિરાહાર નિર્જલ નદીકિનારે ચક્કર મારતો જ રહ્યો.

આવી રીતે પાંચ દિવસ વીતી ગયા. ટોમીના પગમાં ખૂબ કળતર થવા માંડી અને આંખોમાં અંધારાં આવવા લાગ્યાં. ભૂખથી વ્યાકુળ થઇને ગબડી પડતો પણ એ શંકા કોઈ રીતે શાંત ન થઇ.

આખરે સાતમે દિવસે અભાગી ટોમી અધિકારચિંતામાં ગ્રસ્ત થઇને, જર્જર અને શિથિલ બનીને પરલોક સોધાવ્યો. વનનું કોઇ પશુ એની પાસે ન ગયું, કોઇએ એની ચર્ચા પણ ન કરી, કોઇએ એની લાસ પર આંસુય ન સાર્યાં. કેટલાય દિવસો સુધી એના મુડદા પર ગીધ અને સમડીઓએ લીલાલહેર કરી અને અંતે એના હાડકાને પવન કોણ જાણે ક્યાંય લઈ ગયો.



# જ્વાલામુખી

ડીગ્રી લીધા પછી હું રોજ લાઇબ્રેરીમાં જતો; પણ તે વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચવા નહિ. પુસ્તકોને તો મેં અડકવાના સોગન લીધા હતા. જે દિવસે વર્તમાનપત્રમાં મારું પરિણામ જણાયું તે દિવસથી મિલ અને કેન્ટને મેં ઊંચા મૂકયા હતા. લાઇબ્રેરીમાં જઈને હું માત્ર "વૉન્ટેડ" [ જોઇએ છે ] ના કૉલમો કાળજીપૂર્વક જોતો. જીવનયાત્રાની ફિકર મને ક્ષણે ક્ષણે મૂંઝવતી હતી. મારા દાદા કે વડદાદાએ કોઇ અંગ્રેજને બળવાના વખતમાં બચાવ્યા હોત અથવા હું કોઈ જાગીરનો માલિક હોત તો "નોમિનેશન" માટે સરળતાથી ફાવી જાત. પણ મારી સિફારસ કરનાર કોઇ ન હતું. કૂતરાં, સસલાં, બિલાડાં, અને મોટરોની સૌને જરૂર હતી પણ કોઈ બી. એ. નો ભાવ પૂછતું ન હતું. મહિનાઓ સુધી આમ ને આમ ચાલ્યા કર્યું, પણ મારી રુચિને માફક આવે એવી કોઈ જગ્યા ન જ મળી. મને વારંવાર મારા બી. એ. થવા પર ક્રોધ ચઢતો. ડ્રાઇવર, ફાયરમેન, મિસ્ત્રી અથવા બબરચી હોત તો મારે આટલા દિવસ ઘેર બેસી રહેવું ન પડત !

એક દિવસ ખાટલા પર સૂતો સૂતો હું એક વર્તમાનપત્રમાં "જોઇએ છે" નું કૉલમ ઉત્સુકતાપૂર્વક વાંચી રહ્યો હતો, ત્યાં એક ઠેકાણે મારી દૃષ્ટિ ઠરી ગઈ. એક જાગીરદારને વિદ્વાન, રસિક, રૂપાળા

અને સહૃદય પ્રાઇવેટ સેક્રેટરીની જરૂર હતી. પગાર માસિક રૂપિયા એક હજાર લખ્યો હતો. મને કંઈ કંઇ થઇ ગયું. મારું ભાગ્ય જોર કરે ને મને આ જગ્યા મળી જાય, તો જીવન કેવું સુખપૂર્વક વીતે! એ જ દિવસે મેં મારી અરજી મારા ફોટાસહિત રવાના કરી દીધી; પરંતુ મારા મિત્રોમાં મેં આની જરાય ચર્ચા ન કરી. મને ભય હતો કે રખેને મારી મશ્કરી થાય. મારે માટે તો માસિક ૩૦ રૂપિયા પણ બસ હતા. હજાર રૂપિયા આપે એવો કોણ હશે? દિલમાં નવા નવા કિલ્લાઓ ચણાવા લાગ્યા. વિવિધ મનસુબા રચાવા માંડયા. પણ જરા જાગ્રત થઇને પાછું વિચારવા માંડયું કે હજાર રૂપિયા જેટલી મારામાં શી લાયકાત છે? હું તો હજી કોલેજમાંથી તરતનો નીકળેલો ભણેલો મૂર્ખ છું. દુનિયાદારીની મને જરાય ખબર નથી. આ જગ્યાને માટે તો કોણ જાણે કેટલીય અરજીઓ પહોંચી ગઇ હશે! કેટલાય વિદ્વાનો અને અનુભવીઓ મોઢું ફાડીને રાહ જોતા બેસી રહ્યા હશે. મારે માટે આશા નહિ જેવી છે. હું રૂપવાન છું, દેખાવડો છું, પણ આવા પદને માટે એકલું રૂપ જ બસ નથી. મધ્યમ શ્રેણીનું દેખાવડું શરીર, ગુલાબી ગાલ, ઊંડી તેજસ્વી આંખો અને ગૌરવયુક્ત વાક્યશૈલી એ ઉચ્ચ પદધારીઓનાં લક્ષણ છે. અને મારામાં આમાંનું કશુંય નથી.

આ આશા અને ભયમાં એક અઠવાડિયું વીતી ગયું. મને થયું કે હું પણ કેવો કે મૃગજળની પાછળ દોડયો! જે શક્ય નથી તેની પાછળ પડવામાં શું સાર! આનું નામ જ છોકરવાદી. મારું તો માનવું છે કે આજકાલના શિક્ષિત સમાજની મૂર્ખતાની પરીક્ષા કરવા કોઇ દિલ્લગીબાજે મશ્કરીનો સ્વાંગ રચ્યો છે. મને એટલું પણ ન સૂઝયું! પરંતુ આઠમે દિવસે સવારે અચાનક તારવાળાએ મને બૂમ પાડી. મારા હૃદયમાં ગલગલિયાં થવા માંડયાં. તાર ખોલીને વાંચ્યું તો "તમારી અરજી મંજૂર થઇ છે, જલદી આવો."

પરંતુ કોણ જાણે કેમ મને આ ખુશખબર સાંભળીને બહુ આનંદ ન થયો. હું થોડી વાર સુધી તો વિચારમાં જ ડૂબી ગયો. મને હજીય વિશ્વાસ નહોતો આવતો. જરૂર કોઇ હરામીએ મશ્કરી કરી છે. મારે પણ આને મોંતોડ જવાબ આપવો જોઇએ. હું પણ તાર કરું કે મહિનાનો પગાર આગળથી મોકલી આપો. જે હશે તે આપોઆપ બહાર આવશે. પણ પાછો વિચાર આવ્યો કે સાચો જ કંઇ ભાગ્ય ફર્યું હોય અને આ ઉદ્દંડતાથી આવેલી બાજી બગડી જાય તો! ભલે મશ્કરી રહી. જીવનમાં આ ઘટના પણ સ્મરણીય બની રહેશે. પણ આ પડદા પાછળની રમત જોવી તો ખરી જ. નિશ્ચય કરીને મેં મારા આવવાની સૂચના આપી દીધી, અને સીધો સ્ટેશને પહોંચ્યો. પૂછતાં ખબર પડી કે આ સ્થાન દક્ષિણમાં છે. ટાઇમ ટેબલમાં એનું વર્ણન વિસ્તારપૂર્વક લખ્યું હતું. સ્થાન ખૂબ રમણીય છે, પણ હવાપાણી સારાં નથી. નિરોગી અને બલવાન યુવકો પર આની અસર બહુ જલદી નથી થતી. નૈસર્ગિક સૌન્દર્ય અપાર છે, પણ ઝેરી જાનવરોનો ખૂબ ત્રાસ છે. આવું વૃત્તાંત વાંચીને મારી ઉત્સુકતા વધી પડી. પાછા આવીને મુસાફરીનો સામાન તૈયાર કર્યો, અને ઇશ્વરનું નામ લઇને વખતસર સ્ટેશન પર પહોંચી ગયો. હજી પણ મેં મારા સ્વજનોમાં આ વાત બિલકુલ કરી ન હતી. કેમકે મને સંપૂર્ણ વિશ્વાસ હતો કે ચારપાંચ દિવસમાં અથડાઇને જરૂર પાછું આવવું પડશે.

૨

ગાડીમાં બેઠો ત્યારે સમીસાંજ થઇ ગઈ હતી. થોડી વાર સુધી સિગારેટ પીને અને પેપર વાંચીને વખત કાઢયો. પછી ખબર ન પડી ક્યારે ઊંઘ આવી ગઇ. આંખો ખૂલી ત્યારે જોયું તો પરોડ ઊગતું હતું. ગાડીની બારીઓમાંથી બહારનું અનુપમ દશ્ય નજરે

પડતું હતું. બન્ને બાજુ ઝાડોથી ઢંકાયલી પર્વતમાળાઓ, ત્યાં ચરતી ઊજળી ઊજળી ગાયો, સૂર્યનાં સોનેરી કિરણોમાં મનોરમ દેખાતી બકરીઓ વગેરે મનોહર દૃશ્યોએ મને મુગ્ધ બનાવી દીધો. મને થયું કે આવા જંગલમાં મારી કુટિર હોત તો પણ જંગલોનાં ફળ ખાઇને, ઝરણાંનું તાજું નિર્મળ પાણી પીને આનંદમાં દિવસો નિર્ગમન કરત. એકાએક દૃશ્ય બદલાયું. એક વિશાળ સરોવર દેખાયું; વચમાં સુન્દર કમળો ખીલી રહ્યાં હતાં. અંદર ઊજળાં ધોળાં અને સોનેરી પક્ષીઓ જલક્રીડા કરતાં હતાં. પછી એ દૃશ્ય પણ બદલાયું અને શાન્તિ અને સંતોષે પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હોય એવું એક ગામ પહાડની તળેટીમાં દેખાયું. વૃક્ષોના ઝુંડની નિરંતર છાયા ત્યાં ચઢતી હતી. કેટલાંક છોકરાંઓ રમતાં, ક્યાંક વાછરડાંઓ દોડતાં. આ ગયું અને એક ધાડું જંગલ આવ્યું. હરણોનાં ઝુંડનાં ઝુંડ દેખાયાં. ગાડીનો અવાજ સાંભળીને તે ઊભી પૂછડીએ દોડતાં હતાં. આ સર્વ દૃશ્યો સ્વપ્નનાં ચિત્રોની જેમ આંખો સામે આવતાં અને અલોપ થઇ જતાં. એ સૌમાં અવર્ણનીય શાંતિદાયક શોભા હતી. એ જોતાં આકાંક્ષાઓના આવેગ ઊછળી રહેતા.

આખરે આરામગઢ આવી પહોંચ્યું. મેં બિસ્તરો સંભાળ્યો. પળવારમાં સિગ્નલ દેખાયો. મારી છાતી ધડકવા માંડી. ગાડી ઊભી રહી. મેં આસપાસ જોઇ લીધું. મજૂરને બોલાવું છું ત્યાં તો જાગીરના બે માણસોએ આવી મને આદરપૂર્વક સલામ કરી, અને પૂછ્યું: “ આપ......થી આવો છો ? ચાલો, આપને માટે મોટર તૈયાર છે. ” મને તો ન સમજાય એવું કંઇક થવા લાગ્યું. આજ સુધી આમ મોટરમાં બેસવાનો પ્રસંગ નહોતો આવ્યો. જરા રૂવાબથી જઇને બેઠો. મનમાં થયું કે આવાં સામાન્ય કપડાંમાં શીદને આવ્યો ? ખબર હોત કે સાચે જ ભાગ્યસૂર્ય ઉદય થવાનો છે તો બની ઠનીને આવત. મોટર ચાલી. રસ્તાની બન્ને બાજુ વિશાળ

વૃક્ષોની ઘટા હતી. લીલા મેદાનમાંથી સુરમ્ય જલધારા વહી જતી હોય એવી સડક હતી. દશ મિનિટમાં તો એક સુંદર સરોવર દેખાયું. સરોવરને પેલે પાર પહાડ પર એક વિશાળ બંગલો અભિમાનીની જેમ ઊભો હતો. આખુંય દશ્ય કાવ્ય, શૃંગાર અને વિલાસથી ભર્યું ભર્યું ભાસતું.

મુખ્ય દરવાજામાં પેસતાં જ કેટલાક માણસોએ મારું સ્વાગત કર્યું. આ સૌમાં એક શોખીન મુનશીજી હતા. વચમાંથી પાંતી પાડીને બરાબર વાળ ઓળેલા, આંખોમાં સુરમો આંજેલો, ઝીણી મજલીનનું દૂધ જેવું કુડતું પહેરેલું. મારે માટે જે ઓરડો હતો ત્યાં મને આવીને એ ગૃહસ્થ મૂકી ગયા. જતાં જતાં કહ્યું: “અત્યારે આપ આરામ લ્યો, સરકારે કહ્યું છે એઓ આપને સાંજરે મુલાકાત આપશે.”

મને હજી સુધી ખબર ન પડી કે આ “સરકાર” કોણ છે! પણ પૂછવાનું સાહસ ન કરી શક્યો. મને લાગ્યું કે એ બહુ જ સજ્જન પુરુષ હતા. મને આટલા આદરસત્કારની જરાય આશા ન હતી. મારા ઓરડામાં જઇને જ્યાં હું એક સોફા ઉપર આડો થયો ત્યાં તો હૃદય વિહ્વળ થઇ ગયું. પહાડના ઝાડોમાંથી ગળાઇને આવતો સરોવરનો મીઠો ઠંડો પવન મને ગલગલિયાં કરતો હતો. જીવનમાં પહેલી જ વખત આ અનુપમ આનંદનો અનુભવ થયો.

પાછલે પહોરે પેલા જ મુનશીજી સંદેશો લઇને આવ્યા કે સરકાર આપને યાદ કરે છે. મેં વાળ બરાબર સમારી લીધા, અને મુનશીજીની સાથે ચાલવા માંડયું. મને એમ થતું હતું કે રખેને મારી વાતચીતમાં કંઇક ભૂલ થઈ જાય, નહિ તો શેઠ અસંતુષ્ટ થઇ જશે. પણ મેં મારી યોગ્યતાનો પરિચય કરાવવાની સંપૂર્ણ તૈયારી કરી રાખી હતી. કેટલાય ખંડોમાં થઇને એક વિશાળ

અને ભવ્ય ખંડમાં અમે જઈ પહોંચ્યા. વચમાં એક રેશમી પડદો હતો. મુનશીજીએ પડદો ઊંચકીને મને આવવાની ઇશારત કરી. મેં ધ્રૂજતા હૃદયે ખંડમાં પગ મૂક્યો અને દિગ્મૂઢ બની ગયો. મારી સામે સૌન્દર્યની એક જ્વાલા દીપ્તમાન હતી.

૩

ફૂલ પણ સુંદર છે અને દીપક પણ સુંદર છે. ફૂલમાં ઠંડક અને સુગંધ છે, દીપકમાં પ્રકાશ અને ઉદ્દીપન છે. ફૂલ પર દ્વિરેફ ગુંજીને એનો રસ લઈ શકે છે, દીપક પર પતંગ બળીને ભસ્મ થઇ જાય છે. મારી સામે એક ભવ્ય સોફા ઉપર જે સુંદરી બેઠી હતી, તે સૌન્દર્યની એક પ્રકાશમય જ્વાલા હતી. ફૂલને પાંખડીઓ હોય છે, જ્વાલાને વિભક્ત કરવી અશકય છે. એના એક એક અંગની પ્રશંસા કરવી એ જ્વાલાને કાપવા સમાન છે. એ નખશિખ જ્વાલા જ હતી. એ જ ઉદ્દીપન, એ જ ચમક, એવી જ પ્રભા ! કોઇ ચિત્રકાર પ્રતિભાસૌન્દર્યનું આનાથી ભવ્ય ચિત્ર નહિ દોરી શકે ! રમણીએ મારા તરફ વાત્સલ્યભરી દૃષ્ટિએ જોઈ પૂછ્યું : " મુસાફરીમાં કંઇ કષ્ટ તો નથી પડયું ને ? "

મેં સંભાળીને ઉત્તર આપ્યો : " જી ના. "

રમણી : " આ સ્થાન તમને ગમ્યું ? "

મેં સાહસપૂર્ણ ઉત્સાહથી જવાબ વાળ્યો : " આવું સ્થાન પૃથ્વી પર બીજું કદાચ નહિ હોય. ટાઇમ ટેબલમાં જોયું તો જેવાં સુખકર હવાપાણી છે, એવાં એમાં નહોતાં લખ્યાં. ઝેરીલાં જાનવરનો એમાં ખાસ ઉલ્લેખ કર્યો હતો."

આ સાંભળતાં જ રમણીનું મુખ કાન્તિહીન બની ગયું. મેં તો આ ચર્ચા એટલા માટે કરેલી કે એમને પણ લાગે કે અહીં આવવામાં મેં પણ એક જાતનો ત્યાગ વેઠયો છે. પણ મને લાગ્યું

કે આનાથી એમને દુઃખ થયું. મેઘમંડળમાંથી સૂર્ય અકસ્માત બહાર નીકળે એમ અચાનક એમનું મુખ ફરી પ્રકાશી રહ્યું, કહ્યું: "આ સ્થાન પોતાની અનોખી અને અપૂર્વ રમણીયતાને કારણે લોકોની આંખમાં ખૂંચે છે. ગુણનો નિરાદર કરનારા બધે જ હોય છે. અને હવાપાણી કદાચ સારાં ન ય હોય પણ આપના જેવા સબળ માણસ પર એની શું અસર થવાની છે? ઝેરીલા જીવો તો તમારી નજર સામે વિચરી રહ્યા છેઃ મોર, હરણ અને હંસને કોઇ ઝેરીલા જીવ કહેતું હોય તો એવા ઝેરીલા જીવો અહીં બહુ છે."

મને સંશય થયો કે રખેને મારી વાતથી એમને ઓછું આવ્યું હોય! હું ગર્વથી બોલ્યો: "આવાં ટાઇમ ટેબલો પર વિશ્વાસ રાખવો એ ઠીક નથી."

સુંદરીના મુખ પર હાસ્ય વિલસી રહ્યું, નયનોમાંથી તેજનાં સર છૂટવા માંડયાં. મને કહ્યું: "તમે સ્પષ્ટવાદી દેખાવ છો. અને એ જ મનુષ્યનો ઉચ્ચ ગુણ છે. તમારો ફોટો જોતાં જ આટલું તો હું કળી ગઈ હતી. તમને સાંભળીને આશ્ચર્ય થશે કે આ જગ્યાને માટે મારી પાસે એક લાખથી વધારે પ્રાર્થનાપત્રો આવ્યા હતા. કેટલાય એમ. એ., કોઇ ડી. એસ. સી., કોઇ પી. એચ. ડી., અને કેટલાય બૅરિસ્ટરો હતા. મને હમણાં જ અનુભવ થયો કે દેશમાં ઉચ્ચ શિક્ષિત મનુષ્યોની આટલી ભરતી છે! કેટલાકે તો વળી સ્વરચિત ગ્રંથોની નામાવલિ મોકલી હતી, જાણે દેશમાં લેખકો અને પંડિતોની જ જરૂર હોય! એમને કાળની ગતિનું લેશમાત્ર પણ ભાન હોય તેમ લાગતું નથી. પ્રાચીન ધર્મકથાઓ હવે કેવળ અંધ ભકતોના રસાસ્વાદન માટે જ છે. આ ભૌતિક ઉન્નતિનો સમય છે. આજકાલ લોકો પાર્થિવ સુખો પર પોતાના પ્રાણ પાથરે છે. ઘણા લોકોએ પોતાના ફોટોગ્રાફ્સ મોકલ્યા છે. અજબ અજબ વિચિત્ર મૂર્તિઓ. મેં સૌને એક આલ્બમમાં સંગ્રહી રાખ્યા છે

અને જ્યારે હસવાની ઇચ્છા થાય છે ત્યારે એ આલ્બમ મંગાવીને જોઉં છું. માણસને જે માણસ નથી રહેવા દેતી તે કેળવણીને હું રોગ સમજું છું. આપની છબી જોતાં જ મને ખૂબ ગમી ગઇ ને તરત જ આપને બોલાવવાનો તાર કર્યો."

પોતાના ગુણસ્વભાવની પ્રશંસા કરતાં આપણે પોતાના બાહ્ય દેખાવની પ્રશંસાથી વધારે સંતુષ્ટ થઇએ છીએ, અને તેમાંય એક સુંદરીને મુખે આવું બને તો જાણે જાદુ થયો! મેં કહ્યું: "આપને મારાથી અસંતુષ્ટ થવાનો વખત કદાચ નહિ આવે."

સુંદરીએ મારી તરફ પ્રશંસાપૂર્ણ આંખે જોઈને કહ્યું: "મને પહેલાંથી જ વિશ્વાસ હતો. ચાલો, હવે આપણે થોડી કામકાજની વાતો કરીએ: આ ઘરને તમે તમારું પોતાનું જ ઘર માનીને ચાલો, અને સંકોચ છોડીને આનંદથી રહો. મારા ભક્તોની સંખ્યા વિશાળ છે. દુનિયામાં લગભગ બધા જ દેશોમાં એમનો વસવાટ છે. મારી પાસેથી એ લોકો ખૂબ આશા રાખે છે. એ સૌને હવે હું તમને સોંપું છું. તમને એમાં જુદાજુદા સ્વભાવના માણસો મળશે. કોઇ મારી પાસે સહાય માગે છે, કોઇ મારી નિંદા કરે છે, કોઇ મારી ખુશામત કરે છે અને કોઇ મને ગાળો પણ દે છે. એ સર્વને સંતુષ્ટ રાખવા એ તમારું કામ છે. જુઓ, આ આજના કાગળોનો ઢગલો.

"એક મહાશય લખે છે કે:

'ઘણા દિવસ થયાં આપની પ્રેરણા પ્રમાણે મોટા ભાઇના મૃત્યુ પછી એમની સંપત્તિનો અધિકારી બની બેઠો હતો. હવે એમનો પુત્ર ઉમ્મરલાયક થયો છે અને પોતાના પિતાની સંપત્તિ પાછી માગે છે. આટલા દિવસો સુધી સંપત્તિનો નિઃસંકોચ ઉપભોગ કર્યા

પછી હવે એને છોડતાં જીવ નથી ચાલતો. આપની આમાં શું સમ્મતિ છે ?'

"એમને ઉત્તર લખી દો કે—

'આપના ભત્રીજાને કપટપ્રેમથી મેળવી લ્યો. અને જ્યારે એ નિઃશંક થઈ જાય ત્યારે એકાદ સાદા સ્ટેમ્પ ઉપર એના હસ્તાક્ષર ભોળવીને કરાવી લ્યો. પછી ન્યાયાલયોના કર્મચારીઓની સહાયતાથી આખી મિલ્કતનું વસિયતનામું લખાવી લ્યો. એક ખરચીને બે મળતા હોય તો આઘુંપાછું ન જોશો.'

આ ઉત્તર સાંભળીને મને ખૂબ કુતૂહલ થયું. મારા નીતિજ્ઞાનને જાણે કોઈએ જોરથી ધક્કો માર્યો. હું વિચારવા લાગ્યો કે, આ રમણી કોણ છે અને કેમ આવા અનર્થોને પોષે છે ? આવી ખુલ્લી સલાહ તો કોઈ કાયદાબાજ વકીલ પણ પોતાના અસીલને નહિ આપે. એમની તરફ સંદેહાત્મક ભાવથી જોઈને હું બોલ્યોઃ "આ તો સર્વથા ન્યાયની વિરુદ્ધ દેખાય છે."

રમણીએ અટ્ટહાસ્યથી ઓરડો ભરી દીધો, અને કહ્યુંઃ "ન્યાયની તમે સરસ વાત કરી. ન્યાય એ કેવળ ધર્માન્ધ માણસોના મનની માન્યતા છે. સંસારમાં એનું કોઈ અસ્તિત્વ નથી. બાપ દેવું કરીને મરી જાય, છોકરો પાઈએ પાઈ ભરે ! વિદ્વાન લોકો આને ન્યાય કહે છે. હું આને ઘોર અત્યાચાર સમજું છું. આ ન્યાયના પડદા પાછળ સંસારના મહાજનોની મૂર્ખતા અટ્ટહાસ્ય કરી રહી છે. એક ડાકુ કોઈ ભદ્ર પુરુષના ઘરમાં લૂંટ કરે છે. લોક એને પકડીને કેદ કરે છે. ધર્માત્માલોક આને પણ ન્યાય કહે છે. પરંતુ અહીં પણ એ જ ધન અને સત્તાની પ્રચંડતા છે. ભદ્ર પુરુષે કેટલાં ઘરને લૂંટયાં અને કેવી રીતે ધન સંપાદન કર્યું, કેટલાનાં ગળાં મરડી

નાખ્યાં અને કેટલાના જીવ લીધા એ કોઈ પણ પૂછતું નથી! ડાકુ જ્યારે એમનું ગળું દબાવવા આવે ત્યારે એ પોતાના ધન અને પ્રભુત્વના જોરથી બીચારા પર વજ્રપ્રહાર કરવા તૈયાર થાય. હું આને ન્યાય નથી કહેતી. સંસારમાં ધન, છળ, કપટ અને ધૂર્તતાનું રાજ્ય છે, અને એ જ જીવનસંગ્રામ છે. અહીં તો જેનાથી આપણું કાર્ય સરે, જેનાથી આપણા શત્રુઓ પર આપણે વિજય મેળવી શકીએ તે પ્રત્યેક સાધનો ન્યાયાનુકૂળ અને ઉચિત છે. ધર્મયુદ્ધના દિવસ આજે નથી.

"આ જુઓ, આ બીજા સજ્જનનો પત્ર છે. એ લખે છે:

'હું એમ. એ. પાસ થયો છું, કાયદાની પરીક્ષા પણ પહેલા વર્ગમાં પાસ કરી છે, પણ મારો કોઇ ભાવ પૂછતું નથી. હમણાં સુધી એવી આશા હતી કે યોગ્યતા અને પરિશ્રમનું કંઈ ને કંઇ ફળ જરૂર મળશે, પણ ત્રણ વરસના અનુભવને અંતે જણાયું કે આ કેવળ ધાર્મિક માન્યતા જ છે. ત્રણ વરસમાં ઘરની મિલકત પણ ખાઈ નાખી. હવે વિવશ બનીને આપનું શરણ લઉં છું. મારા જેવા હતભાગી માણસ પર દયા કરીને મારું જીવન સફળ કરો.'

"આ ગૃહસ્થને ઉત્તર લખો: 'નકલી દસ્તાવેજો બનાવીને જૂઠા દાવાઓ ચલાવો અને એનું હુકમનામું કરાવી લ્યો. થોડા જ દિવસમાં તમારા દુઃખનું નિવારણ થઈ જશે.'

"જુઓ, આ બીજા સજ્જન લખે છે: 'છોકરી મોટી થઈ ગઇ છે. જ્યાં જાઉં છું ત્યાં લોક ચાંલ્લા પલ્લાની વાત કરે છે, અહીં તો રોટલાનું ય ઠેકાણું નથી. કોઇ રીતે ભલમનસાઈ નિભાવી રહ્યો છું. ચારે તરફ નિંદા થઇ રહી છે. આપ જે આજ્ઞા કરો તે પાલન કરવા તૈયાર છું.'

"આમને લખો: 'છોકરીનું લગ્ન કોઇ શ્રીમંત વૃદ્ધ

પુરુષ સાથે કરી દ્યો. એ પલ્લું લેવાને બદલે કે ચાંલ્લો માગવાને બદલે ઊલટા તમને સામા રૂપિયા આપશે.'

"હવે આપ સમજી ગયા હશો કે આવા જિજ્ઞાસુઓને કઇ રીતે અને કેવા ઢંગપૂર્વક ઉત્તર આપવા જોઇએ. ઉત્તર સંક્ષિપ્ત હોવો જોઇએ, વિસ્તૃત વર્ણનો કે લાંબાં લાંબાં વાકયોની જરૂર નથી. થોડા દિવસ તો તમને આ કાર્ય જરા આકરું લાગશે, પણ આપ તો ચતુર પુરુષ છો એટલે સત્વર આ કાર્યનો અભ્યાસ પડી જશે. આપની દ્વારા સેંકડો દારુણ દુઃખ ભોગવતા માણસોનું કલ્યાણ થશે અને તેઓ જિંદગીભર આપને આશિષ આપશે."

૪

અહીં રહેતાં એક મહિનો વીતી ગયો, પણ આ સુંદરી કોણ છે એ રહસ્ય હું ન જાણી શકયો. હું કોનો સેવક છું? આની પાસે આટલું અતુલ ધન, આટઆટલી વિલાસની સામગ્રીઓ કયાંથી આવે છે? જ્યાં જોઉં ત્યાં એટલું બધું ઐશ્વર્ય કે ઘડીભર મને એમ લાગતું કે હું કોઇ જાદુઇ રાણીની પાસે આવી ચઢયો છું. આ જિજ્ઞાસુઓનો આ સુંદરીની સાથે કેવો સંબંધ છે એ ભેદ પણ હજી નહોતો ખુલ્યો. મારું મળવાનું દરરોજ થતું, પરંતુ એની સામે જતાં જ હું અચેત બની જતો. એના અંતરમાં એક એવું પ્રબળ આકર્ષણ હતું જે મારા પ્રાણને ખેંચી લઈ જતું. હું અવાક્ થઇ જતો. એના તરફ હું કેવળ મુગ્ધ દૃષ્ટિથી જોઇ લેતો. એના મૃદુ હાસ્યમાં, રસિક આલોચનાઓમાં અને મધુર કાવ્યમય ભાવોમાં હું આનંદને બદલે એક પ્રકારની અશાંતિ અનુભવતો. એના અંતરમાંથી બાણો છૂટતાં અને મારું હૃદય વિંધતાં, એનો કટાક્ષ મારા ચિત્તને વ્યગ્ર કરતો. શિકારી શિકારને રમાડવામાં જે આનંદ લૂંટે, એવો જ આનંદ એ સુંદરીને મારી પ્રેમાતુરતામાં

આવતો. એ એક સૌન્દર્યજ્વાલા હતી. અને જ્વાલા સળગાવ્યા વિના બીજું શું કરે? તો પણ હું પતંગની માફક એ જ્વાળા પર મારી જાતનું સમર્પણ કરતો હતો. એવી જ આકાંક્ષા થતી કે એના ચરણકમળમાં પ્રાણની ભેટ ધરું! કામ અને વાસનાથી શૂન્ય એવા એક ઉપાસકની આ ભક્તિ હતી.

કદી કદી એ પોતાની સ્ટીમલૉન્ચમાં બેસી સરોવરમાં સહેલગાહે નીકળતી ત્યારે તો એમ જ લાગતું કે પૂર્ણિમાનો ચન્દ્રમા આકાશમાં એની સોળે કલા વિસ્તારી રહ્યો છે. મને આ દશ્યમાં અનુપમ સુખ પ્રાપ્ત થતું હતું.

હવે હું મારાં નિયત કાર્યોનો અભ્યાસી બની ગયો હતો. દરરોજ મારી પાસે પત્રોનો એક ઢગલો ખડકાતો. ખબર ન પડતી કે કઇ પોસ્ટ ઑફિસમાંથી એ આવે છે. પાકીટો ઉપર કોઇ છાપ ન દેખાતી. આ જિજ્ઞાસુઓમાં એવા એવા સજ્જનોનાં નામ આવતાં જેમને માટે મને અતિશય માન અને આદર હતાં. મોટા મોટા વિદ્વાન લેખક અને અધ્યાપક, મોટા મોટા ઐશ્વર્યવાન અમીરો, ધર્માચાર્યો, રોજ ને રોજ પોતાની રામકહાણી સુણાવતા. એમની દશા અત્યંત કરુણાજનક હતી. એ બધા મને રંગાયેલા શિયાળ જેવા લાગતા. જે લેખકોને હું મારી ભાષાના આદર્શ માનતો તેમનાથી હવે મને ઘૃણા થવા માંડી; જે ધર્મના આચાર્યોને હું પૂજ્ય સમજતો હતો તેઓ હવે સ્વાર્થ, તૃષ્ણા અને ઘોર નીચતામાં ફસેલા કીડા લાગતા. મને ધીરે ધીરે એવો અનુભવ થતો હતો કે સંસારની ઉત્પત્તિથી આજસુધી, લાખો શતાબ્દિઓ વીતી જવા છતાં, માનવ હજી એવો જ ક્રૂર, એવો જ વાસનાઓનો ગુલામ રહ્યો છે. આના કરતાં તો પ્રાચીન સમયના લોક પોતાની સરળ પ્રકૃતિને લઈ આટલા કુટિલ અને દુરાગ્રહોમાં આટલા ચબરાક ન હતાં.

એક દિવસ સંધ્યાસમયે રમણીએ મને બોલાવ્યો. હું મારા

ઘમંડમાં એવું માનતો હતો કે મારા ગૌરવની કંઇક અસર જરૂર એના પર થઇ હશે. એ મને પોતાનો શિકાર બનાવીને રમાડવા ઇચ્છતી હતી, તો હું પણ એનો શિકાર બનીને રમવામાં સાફલ્ય અનુભવતો.

મને જોતાં જ એ લાવણ્યમયીએ મીઠું હાસ્ય કરીને મારું સ્વાગત કર્યું. પણ કાન્તિમાન ચહેરો આજે જરા મલિન લાગતો હતો. મેં અધીર થઇને પૂછ્યું: "સરકારની તબિયત તો ઠીક છે ને?"

એણે નિરાશાપૂર્ણ ભાવથી કહ્યું: "હા, એક મહિનો થયાં હું એક રોગમાં ઝડપાઇ ગઇ છું. આજ સુધી ગમે તેમ કરીને મારી જાતને સંભાળી રહી છું, પણ હવે રોગ અસાધ્ય થતો જાય છે. એની દવા એક નિર્દય માણસની પાસે છે. એ મને રોજ આમ તડપતાં જુએ છે છતાં એનું પાષાણ હૃદય જરાય પીગળતું નથી."

હું આ ઇસારો સમજી ગયો. મારા શરીરમાં જાણે વિજળી દોડી ગઈ. શ્વાસ જોરથી ચાલવા માંડયો. એક પ્રકારની ઉન્મત્તતાનો અનુભવ થવા લાગ્યો. છતાં નિર્ભય થઇને બોલ્યો: "જેને આપ નિર્દય સમજતાં હો તે આપને પણ કદાચ એવાં જ માનતો હોય અને ભયથી મોઢું ન ઉઘાડતું હોય!"

સુંદરીએ કહ્યું: "તો એવો ઉપાય બતાવો જેનાથી બન્નેનો અગ્નિ શાંત થાય. પ્રિયતમ! હવે હું મારા હૃદયમાં સળગતો અગ્નિ નથી છુપાવી શકતી. મારું સર્વસ્વ આપને ભેટ છે. મારી પાસે એવા ખજાના છે જે કદી ખાલી નહિ થાય, મારી પાસે એવાં સાધનો છે જે તમને કીર્તિના શિખરે પહોંચાડશે, હું આખી દુનિયાને મારા ચરણ પર ઝુકાવું છું. મોટા મોટા સમ્રાટ મારી આજ્ઞાનું ઉલ્લંઘન નથી કરી શકતા, મારી પાસે એવો મંત્ર છે જેનાથી હું ક્ષણવારમાં માણસના મનોભાવને પલટાવી શકું છું. આવો, મારા હૃદયને ભેટીને મારી આગને શાંત કરો."

રમણીના મુખ ઉપર ભડકતા અગ્નિની કાન્તિ હતી. બન્ને હાથ પસારીને કામોન્મત્ત બનીને તે મારા તરફ ધસી. એની આંખોમાંથી અગ્નિના તણખા ઝરતા હતા. પરંતુ અગ્નિથી પારો દૂર નાસે એમ હું એકદમ પાછળ હઠી ગયો. એની આ પ્રેમાતુરતાથી હું ભયભીત થઈ ગયો. મારું ચિત્ત કોઈ અજ્ઞાત શંકાથી કંપી ઊઠયું. જેમ કોઈ સિંહણના મુખમાંથી શિકાર જતો રહે એમ એ રમણીએ સળગતાં નેત્રોથી મારી સામે જોયું, અને રોષભેર બોલી: "આટલી ભીરુતા શા માટે?"

મેં કહ્યું: "હું તો આપનો સેવક છું, આ મહાન આદરને પાત્ર નથી."

રમણી: "તમે મારા ઉપર ઘૃણા કરો છો?"

મેં કહ્યું: "આ તો મારા ઉપર અન્યાય છે. હું તો આપના ચરણને મારા શિર પર ચઢાવવા જેટલો પણ યોગ્ય નથી. આપ દીપક છો, હું પતંગ છું. મારે માટે આટલું જ બસ છે."

રમણી નિરાશ થઈને ક્રોધભરી બેસી ગઈ, અને કહ્યું: "તમે સાચે જ નિર્દય છો, હું તમને આવા નહોતા જાણતી. તમારામાં હજી સુધી તમારી કેળવણીના કુસંસ્કાર ઘર કરી રહ્યા છે. પુસ્તકો અને સદાચારની બેડી હજી તમારા પગમાંથી નથી નીકળી!"

હું તરત જ મારા ઓરડામાં ચાલ્યો ગયો. ચિત્ત જ્યારે શાંત થયું ત્યારે મને વિચાર કરતાં લાગ્યું કે હું અગ્નિકુંડમાં પડતાં પડતાં બચી ગયો; કોઈ ગુપ્ત શક્તિ મારી વહારે આવી મને બચાવી ગઈ. આ ગુપ્ત શક્તિ કોણ હતી?

## ૫

સરોવરને કિનારે એક ઝૂંપડી હતી. એમાં એક વૃદ્ધ પુરુષ રહેતા હતા. એમની કમ્મર વળી ગઈ હતી, પણ ચહેરો તેજસ્વી હતો.

એઓ ક્યારેક આ મહેલમાં આવતા. રમણી કોણ જાણે આમનાથી ડરતી અને મનમાં ખૂબ ઘૃણા કરતી. એમને જોતાં જ એ ગભરાઈ જતી, એનું મુખ સુકાઈ જતું અને પળભર બદલાઈ જતી. મને આ પરિસ્થિતિ જોઇને કુતૂહલ થતું. સુંદરીની સાથે આ વૃદ્ધ વિશે મારે કોઈ દિવસ ચર્ચા થતી; પણ એ ટૂંકામાં પતાવી મને એમનાથી ર રહેવા [illegible] આપતી.

એ રાત્રે મને ઊંઘ જ ન આવી. એક વિચિત્ર દશામાં પડયો હતો. ક્યારેક એવું થતું કે લાવ, આંખો બંધ કરીને પ્રેમરસનું પાન કરી લઉં, સંસારનું એ સુખ ભોગવી લઉં. પછી જે થશે તે જોઈ લઈશ. જીવનમાં આવા દિવ્ય અવસર વિરલ હોય છે. પણ પાછું આપોઆપ જ મન ખેંચાઈ જતું અને ઘૃણા જન્મતી.

મધરાત થઇ હશે. અચાનક મારી ઓરડીનું બારણું ઊઘડયું. પેલા તેજસ્વી પુરુષ અંદર આવ્યા. મારી સ્વામિનીના ભયથી હું એમને મળતાં બીતો, છતાં એમના મુખ ઉપર શાંતિ હતી. ભાવ એવા પવિત્ર અને કોમળ હતા કે હૃદયમાં એમના સત્સંગની ઉત્કંઠા જાગતી. મેં એમનો આદર કર્યો અને આસન આપ્યું. મારી તરફ દયાપૂર્ણ ભાવથી જોઇ એમણે કહ્યું : "મારા આવવાથી તમને દુઃખ તો નથી થયું ને?"

મેં માથું નમાવી ઉત્તર આપ્યો : "આપ જેવા મહાત્માઓનાં દર્શન એ મારું સૌભાગ્ય છે."

મહાત્માજી નિશ્ચિત ભાવથી બોલ્યા : "તો સાંભળો, હું તમને ચેતાવવા આવ્યો છું. તમારા ઉપર વિપત્તિનું વાદળ ઝઝૂમી રહ્યું છે. આનો ઉપાય એક જ છે, કે તમે અહીંથી તરત જ નાસી જાઓ. મારી વાત નહિ માનો તો જીવનપર્યંત દુઃખ ભોગવશો અને આ માયાજાળમાંથી કદી મુક્તિ નહિ પામો. મારું ઝૂંપડું

તમારી સામે જ છે. હું ક્યારેક અહીં આવું પણ છું, પણ તમે મને મળવાની જરૂર ન જોઈ. જો પહેલે દિવસે જ મને મળત તો હજારો માણસોનું સર્વનાશ કરતાં તમે અટકત. તમારા પૂર્વજન્મના સંસ્કારોએ જ તમારું આજે રક્ષણ કર્યું છે. આ પિશાચિની એક વાર આલિંગન દેત તો પછી તમે આ દીનદુનિયાના ન રહેત. એ જ વખતે તમે એના અજાયબઘરમાં પહોંચી જાત. એ જેના ઉપર રીઝે છે તેની એવી જ ગતિ થાય છે. એ જ એનો પ્રેમ છે. આવો, હું તમને એ અજાયબઘર બતાવું. તમને જોઇને ખાતરી થશે કે તમે કેવી મહાન આફતમાંથી ઊગરી ગયા."

મહાત્માએ દિવાલમાં એક મોટા ચિત્રની પાછળનું બટન દાબ્યું એટલે તરત જ ભીંતને બદલે એક દરવાજો દેખાયો. અહીંથી નીચે જવાતું હતું. મહાત્માની પાછળ પાછળ હું અવાક્ બનીને ચાલ્યો. ઘોર અંધકારમાં કેટલુંક ચાલ્યા પછી એક ઝીણો દીવો ટમટમી રહ્યો હતો. ત્યાં મેં જે બીભત્સ અને રોમાંચક દૃશ્ય જોયું એનું સ્મરણ થતાં આજેય મારા શરીરમાં ભયનાં રોમાંચ થાય છે. ઇટાલીના અમર કવિ "ડેન્ટી"એ નરકનું જે દૃશ્ય બતાવ્યું છે એનાથી કેટલાયગણું ભયંકર, રોમાંચકારી અને નર્કભર્યું દશ્ય મેં જોયું! વિચિત્ર દેહધારીઓ નાના પ્રકારની અશુદ્ધતાઓમાં લપટાયેલા ભૂમિ પર પડયા પડયા ચીસો પાડી રહ્યા હતા. એમનાં શરીરો માણસનાં હતાં, પણ ચહેરાનું રૂપાન્તર થઇ ગયું હતું. કોઈ કૂતરાને મળતું, કોઇ ગીધને મળતું, કોઇ વનબિલાડાને મળતું, તો કોઇ વિચિત્ર જંગલી પ્રાણી જેવું દેખાતું. એક ઠેકાણે એક મોટો સ્થૂલ માનવી એક દુર્બળ અને શકિતહીન માણસના ગળામાંથી લોહી ચૂસી રહ્યો હતો. બીજી બાજુ બે ગીધ જેવા દેખાતા માણસો એક સડેલી લાસ પર બેસી એનું માંસ પીખતા હતા. ત્રીજી બાજુ એક અજગર જેવો માણસ એક બાળકને નિગળવાનો પ્રયત્ન

કરી રહ્યો હતો. બાળક અર્ધે જઈને અટકી ગયું હતું તેથી બન્ને જણુ હૃદયવિદારક ચીસો પાડતાં હતાં. એક ઠેકાણે તો મેં અત્યંત પૈશાચિક ઘટના જોઈ. નાગણો જેવી બે સ્ત્રીઓ એક બકરા જેવા સ્વરૂપવાળા માણુસના ગળામાં લપટાઈ જઇને એને ડંસી રહી હતી. એ માણુસ વેદના સહન ન થવાથી જોરથી ચીસો પાડતો હતો. મારાથી હવે ન જોઇ શકાયું. હું તો ત્યાંથી પડતો આખડતો નાઠો. મહાત્મા પણુ મારી સાથે જ ચાલ્યા આવ્યા. જ્યારે મારું ચિત્ત શાંત થયું ત્યારે એમણે કહ્યું : "તમે આટલા જલદી ગભરાઇ ગયા ? હજી તો તમે આ રહસ્યમંદિરનો એક ભાગ પણુ પૂરો નથી જોયો. આ જ તમારી સ્વામિનીનું વિહારસ્થાન છે. આ જ એમના પાળેલા જીવ છે. આ જીવોના પિશાચ જેવા અભિનયો જોવામાં એના મનને વધારે આનંદ આવે છે. આ સર્વ માણુસો એક વખત તમારી જેમ જ પ્રેમ અને આદરને પાત્ર હતાં, પણુ આજે એમની આ દુર્ગતિ થઇ રહી છે. હવે મારી તો તમને એ જ સલાહ છે કે અહીંથી પહેલી જ તકે નાસી છૂટો, નહિ તો બીજી વખત હવે એના પાશમાંથી નહિ બચો."

આટલું કહીને મહાત્મા અદશ્ય થઇ ગયા. મેં પણુ મારું પોટલું બાંધ્યું અને મધરાતની સનસનાટીમાં ચોરની જેમ ચુપકીથી ચાલી નીકળ્યો. શીતલ આનંદમય અનિલ લહેરાતો હતો, સરોવરમાં તારાઓ રમતા હતા. મેંદીની મીઠી સુગંધ મહેકતી હતી. હું નીકળીને નાઠો તો ખરો, પણુ સંસારસુખ ભોગવવાનો આવો સુઅવસર છોડતાં દુઃખ થતું હતું. આટલું જોયા છતાં ચિત્ત પેલી રમણીના તરફ ખેંચાતું હતું. કેટલીય વાર પાછો ફર્યો અને કેટલીય વાર આમ આવ્યો. પરંતુ આખરે અંતરાત્માએ ઇંદ્રિયો પર વિજય મેળવ્યો. મેં સીધો માર્ગ છોડી દીધો અને સરોવરને કિનારે કિનારે થઇ આખરે સડક ઉપર આવી પહોંચ્યો. અહીં આવતાં મને એક

પ્રકારનો વિલક્ષણ ઉલ્લાસ થયો—જાણે કોઇ કબુતર બાજના પંજામાંથી ઊગરી ગયું !

જો કે હું એક મહિના પછી પાછો આવ્યો હતો પણ જોઉં છું તો હું મારા ખાટલા ઉપર સૂતો હતો. ઓરડામાં જરાય ધૂળ કે કાદવ ન હતાં. મિત્રોમાં મેં આ વાતની ચર્ચા કરી તો તેઓ તો બધા ખૂબ હસવા મંડયા. મને શરમાવવા તેઓ હજી પણ મને પ્રાઇવેટ સેક્રેટરીના નામથી જ બોલાવે છે. સૌ કહે છે કે હું એક મિનિટને માટે પણ બહાર નહોતો ગયો. એટલે હવે મારેય વિવશ બનીને એ જ કહેવું પડે છે કે કદાચ મેં સ્વપ્ન જોયું હશે. ગમે તેમ હો, પણ હું તો નમ્ર અંતઃકરણથી ભગવાનના કોટિ કોટિ ધન્યવાદ ગાઉં છું કે હું એ પાપકુંડમાંથી બચી ગયો ! એ ભલે સ્વપ્ન હોય, પણ એણે મારા જીવન ઉપર જબરી અસર કરી છે. એ બનાવે હંમેશને માટે મારી દૃષ્ટિ બદલી નાખી. જીવનની વાસ્તવિકતાનું જ્ઞાન થતાં જાણે મારો નવો જન્મ થયો.



## શાપ

હું બર્લિન નગરનો નિવાસી છું. મારા પિતા ભૌતિક શાસ્ત્ર અને વિજ્ઞાનના વિખ્યાત પંડિત હતા. ભૌગોલિક અન્વેષણાનો શોખ મનેય બચપણથી જ હતો. એમના સ્વર્ગવાસ પછી મને એવી ધૂન લાગી કે આખી પૃથ્વીની મુસાફરી પગે ચાલીને કરું. મારી પાસે અનહદ પૈસો હતો. તે બધાંય નાણાં મેં એક બેન્કમાં જમા મૂક્યાં અને જ્યારે જ્યારે જ્યાં જ્યાં માગું ત્યાં ત્યાં મોકલવાની શરત કરી. આમ બધી વ્યવસ્થા કરી મેં ભગવાનનું નામ લઈ સફરની તૈયારી કરી. જરૂરનાં વૈજ્ઞાનિક સાધનો સાથે લઇ મુસાફરી માટે ચાલી નીકળ્યો. પૃથ્વીની પગે સફર કરનાર હું પહેલો જ છું, એ કલ્પનાએ હૃદય પુલકિત થયું. બીજા યાત્રીઓએ તો રેલ્વે, સ્ટીમર, બાઇસીકલ, એરોપ્લેન અને મોટરનું પણ શરણ લીધું હશે. હું જ એવો પહેલો વીર–આત્મા છું કે જે પોતાના પગની તાકાત ઉપર પ્રકૃતિના વિરાટ ઉપવનની સહેલગાહે નીકળ્યો છે. અને જો મારા સાહસ અને ઉત્સાહને પરિણામે આ વિકટ યાત્રા સફળ થશે તો જગત મારું બહુમાન કરશે અને અનંત કાળ સુધી કીર્તિનાં ગુણગાન ગાશે.

એ વખતે આવા જ વિચારોથી મારું મગજ ભરપૂર રહેતું; અને ઇશ્વરનો આભાર માનું છું કે કેટલાંય દુઃખો પડ્યાં છતાં ધૈર્યે મારો સાથ ન છોડ્યો અને ઉત્સાહ એક ક્ષણભર પણ મારાથી

દૂર ન થયો. હું વર્ષો સુધી એવાં સ્થાનોમાં રહ્યો છું, જ્યાં ભયાનક નિર્જનતાનું જ સામ્રાજ્ય હતું. હું વર્ષો સુધી એવાં સ્થળોએ રહ્યો છું જ્યાંની પૃથ્વી અને આકાશ બધું જ હિમનું હતું. હું ભયંકર પ્રાણીઓના જૂથમાં સૂતો છું, પક્ષીઓના સહવાસમાં રાત્રિઓ વીતાવી છે. પરંતુ એ સર્વ મુશ્કેલીઓનો હવે અંત આવ્યો છે અને એ દિવસો ચાલ્યા આવે છે કે જ્યારે સાહિત્ય અને વિજ્ઞાનની દુનિયા મારા પગ તળે ચૂમતી આવશે.

મેં આ યાત્રા દરમિયાન અદ્દભુત અદ્દભુત દશ્યો નીરખ્યાં અને કેટલીય જાતિઓની રહેણીકરણી અને આહારવિહારનું અવલોકન કર્યું. મારી યાત્રાનું વૃત્તાંત વિચાર, અનુભવ અને નિરીક્ષણનું અમૂલ્ય રત્ન થશે. મેં એવી એવી અજબ ઘટનાઓ જોઇ છે કે જે અલિફલૈલાની કથાઓથી કેટલાયગણી મનોરંજક છે. પરંતુ જ્ઞાનસરોવરના તટ પર જે ઘટના નીરખી તેની જોડ તો કયાંય નહિ જડે. હું એને કદીય નહિ વીસરું. મારા આખાય પ્રવાસમાં જો આ એક જ રહસ્ય મને મળ્યું હોત તોય હું સફળતા માની લેત. આગળ કહેતાં પહેલાં એક વાત સ્પષ્ટ કરી દઉં કે હું મિથ્યાવાદી નથી અને સિદ્ધિઓ અને વિભૂતિઓ ઉપર પણ મારો વિશ્વાસ નથી. હું તો વિદ્વાનોનો ભક્ત છું, જેનો આધાર તર્ક અને ન્યાય ઉપર છે. જો કોઇ બીજાએ આ ઘટના મને કહી હોત તો હું એ માનત જ નહિ; પરંતુ આ વાતો તો મારી સગી આંખોએ જોએલી સત્ય ઘટના છે. અને આટલી ખાતરી આપતાં છતાંય જો એની પ્રત્યે કોઇ અવિશ્વાસ લાવે તો તે એની માનસિક દુર્બળતા અને વિચારોની સંકીર્ણતા છે.

યાત્રાનું સાતમું વર્ષ હતું અને જેઠ મહિનો ઊતરતો હતો. હું હિમાલયની તળેટીમાં જ્ઞાનસરોવરને કિનારે લીલાં ઘાસ ઉપર

આડો પડી ઋતુની મનોહરતા નીરખતો હતો. સરોવરના નિર્મળ જળમાં આકાશ અને પર્વતશ્રેણીઓનું પ્રતિબિંબ, જલકુકડીઓનું પાણીમાં સંતાકુકડી રમતું, શુભ્ર હિમશ્રેણિઓનું સૂર્યના પ્રકાશમાં ચમકવું વગેરે એટલાં મનોહર હતાં કે તે જોતાં જોતાં હું ઘેલો બન્યો. મેં સ્વિટ્ઝર્લેન્ડ અને અમેરિકાનાં બહુ વિખ્યાત અને સુંદર સ્થળો જોયાં છે, પણ આટલી શાંત અને સૌમ્ય સુંદરતા ક્યાંય નથી જોઇ માનવબુદ્ધિએ ત્યાંના નૈસર્ગિક આનંદ હું અનુભવતો હતા ત્યાં અચાનક મારી દૃષ્ટિ એક સિંહ પર પડી. ધીમી ચાલે એ મારા તરફ આવતો હતો. એને જોતાં જ મારા હોશકોશ ઊડી ગયા, અને લોહી સુકાઇ ગયું. આવું ભયાનક પ્રાણી મેં કોઈ દિવસ સ્વપ્નમાંય જોયું નહોતું. સરોવરની આસપાસ એવું સ્થાન પણ ન હતું કે ત્યાં જઇને હું મારો જીવ બચાવું. હું તરવામાં એક્કો હતો, પણ એટલો બધો ભયભીત થઈ ગયો હતો કે પગ જ ન ઊપડયા. મારાં અંગેઅંગમાં રોમાંચ થઇ ગયાં. લાગ્યું કે હવે મારી જિંદગી નથી. પણ એટલામાં યાદ આવ્યું કે મારા ગજવામાં ભરેલી પીસ્તોલ પડી છે. મેં તરત જ પીસ્તોલ કાઢી અને જ્યાં સિંહ પર ગોળી છોડવા જાઉં છું ત્યાં તો મારે કાને શબ્દો પડયા: " ઓ મુસાફિર ! ઇશ્વરને ખાતર બાર ન કરીશ. નહિ તો તારે પસ્તાવું પડશે. વનરાજ તને કંઈ નહિ કરે ! "

મેં ચકિત થઇને પાછળ જોયું તો એક યુવાન સુંદરી આવતી હતી. તેના એક હાથમાં સોનાનો કળશ અને બીજા હાથમાં વાડકા જેવું કંઇક હતું. મેં આર્મીનિયાની હૂરો અને કોહકાફની પરીઓ જોઈ છે. પણ હિમાચળની આ અપ્સરા તો મેં એક જ જોઇ. આજ સુધી હૃદયમાં એનું ચિત્ર આલેખાયલું છે. મને લાગે છે કે ' રાફેલ ' અને ' કોરોજીઓ 'એ પણ આવું ચિત્ર નહિ દોર્યું હોય. ' વેંડાઇક ' અને ' રેમ બ્રાંડ ' નાં આકૃતિ ચિત્રામાં પણ આવી

સુરેખ અને મનોહર છાયા નથી જોઇ. મારા હાથમાંથી પીસ્તોલ સરી પડી મારી અવસ્થા આ વખતે ન કળી શકાય એવી હતી.

હું તો હજી એ રમણીને એકીટસે જોઇ જ રહ્યો હતો ત્યાં તો તે સિંહની પાસે આવી. સિંહ તો એને જોતાં જ બે પગે ખડો થઇ ગયો અને મારી તરફ જોઇને મેઘની જેમ ગર્જ્યો. યુવતીએ એક રૂમાલ કાઢી સિંહનું મોં લૂછયું અને કળશમાંથી દૂધ કાઢી તેની આગળ મૂકયું. સિંહે દૂધ પીવા માંડયું તે જોઇ મારા અચંબાનો પાર રહ્યો નહિ. હું ચકિત થઇ ગયો કે આ તો તિલીસ્મ છે કે જાદુ. હું વ્યવહારલોકમાં છું કે વિચારલોકમાં. ઊંઘું છું કે જાગું છું? મેં સરકસોમાં પાળેલા સિંહો જોયા છે, પરંતુ તેને કાબુમાં રાખવા તો કેટલીય યુક્તિઓ અને પ્રયત્નો કરવા પડે છે. એનાથી ઊલટું, આ વનરાજ તો સુંદરીને જોતાં જ એના ખોળામાં સૂઇને ગેલ કરવા લાગ્યો. મને થયું કે સુંદરીમાં એવી તે કઇ ચમત્કારિક શકિત છે કે જેથી આ સિંહ જેવા વનરાજને વશ કરી લીધો છે? પશુ પણ પોતાના અંતરમાં કોમળ અને રસિક ભાવો સંતાડી રાખે છે. કહેવાય છે કે વાંસળીનો સૂર કાળા નાગને પણ મસ્ત બનાવી દે છે. જ્યારે સૂરમાં આ શકિત છે તો સૌન્દર્યની શક્તિનું અનુમાન કોણ કરી શકે? રૂપ-લાવણ્ય સંસારનું સૌથી અણમોલ રત્ન છે, પ્રકૃતિના રચનાનૈપુણ્યનો સર્વશ્રેષ્ઠ આદર્શ છે.

સિંહે દૂધ પી લીધું કે તરત જ સુંદરીએ વનરાજનું માથું પોતાની જાંઘ પર મૂકયું અને તે રમત કરવા મંડી. સિંહ પણ પૂછડી હલાવતો સુંદરીની અરુણવર્ણી હથેલીઓ ચાટતો હતો. થોડી વાર પછી બન્ને જણુ એક ગુફા તરફ ચાલ્યાં. મને આ બધું જોઇને કંઇક હિંમત આવી. થયું કે લાવ, આનું રહસ્ય શું છે તે તો જોઉં. એમ વિચાર કરી હું એમની પાછળ પાછળ ચાલ્યો. પણ મારા શરીરમાં કંપારી વછૂટતી હતી. મેં ગુફાની

અંદર નજર નાખી તો અંદર જરીનાં બિછાનાં બિછાવેલાં હતાં. મશરૂના મોતીભર્યાં ગાદીતકિયા પાથર્યા હતા, સિંહ એક સુંદર ગાદી ઉપર ગર્વથી બેઠો હતો. સોનાનાં વાસણો, સુંદર ચિત્રો અને ફૂલના ગુચ્છાઓ એ બધું પોતપોતાના સ્થાન પર સુઘડતાથી ગોઠવેલું હતું. આ ગુફામાં તો મોટા મહારાજાના ભવનને આંટી દે એવાં વૈભવ અને ઐશ્વર્ય હતાં.

દ્વાર પર મારો પડછાયો જોઇને સુંદરી બહાર આવી. મને કહ્યું : " યાત્રી ! તું કોણ છે અને આ તરફ કેમ આવી ચઢયો છે ? "

કેટલો મધુર સ્વર હતો ! મેં જરા પાસેથી જોયું તો સુંદરીનું મુખ પડી ગયું હતું અને તેની આંખમાંથી નિરાશા ટપકતી હતી, અને સ્વરમાં કરુણા અને વ્યથાની ખટક હતી. મેં ઉત્તર આપ્યો: " દેવિ ! હું યુરોપનો નિવાસી છું અને અહીં દેશાટન કરવા આવ્યો છું. મારું સદ્‌ભાગ્ય છે કે મને આપનાં દર્શન થયાં." સુંદરીના ગુલાબ જેવા હોઠ પર મધુરૂં હાસ્ય વિલસી રહ્યું; પરંતુ તેમાં કુટિલતાનો અંશ જણાતો હતો. તેણે કહ્યું : " તું વિદેશથી અહીં આવ્યો છું. અતિથિસત્કાર અમારું કર્તવ્ય છે, અમારું આતિથ્ય સ્વીકાર. "

મેં અવસર જોઇ કહ્યું : " આપની આ કૃપા એ મારું ગૌરવ છે. પરંતુ આ ઘટનાએ મારી ભૂખતરસ મિટાવી દીધી છે, મને કૃપા કરી આનું રહસ્ય કહેશો ? "

સુંદરીએ હળવે રહીને નિશ્વાસ મૂકયો, કહ્યું : " મારી કહાણી એક મોટી વિપત્તિકથા છે, સાંભળીને તને દુઃખ થશે. " પરંતુ જ્યારે મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે એક સુંદર આરસની બેઠક પર બેસાડી એણે પોતાની કથા કહેવા માંડી.

હું કાશ્મીર દેશની રાજકન્યા છું. મારું લગ્ન એક રજપૂત યોદ્ધા સાથે થયું હતું. એમનું નામ નૃસિંહદેવ. અમે બન્ને આનંદ

અને સંતોષભર્યું જીવન જીવતાં હતાં. સંસારમાં સર્વશ્રેષ્ઠ વસ્તુ રૂપ છે, પછી સ્વાસ્થ્ય અને પછી ધન. પ્રભુએ અમને આ ત્રણે વસ્તુઓ બક્ષીસ કરી હતી. લાચાર છું કે એમની મુલાકાત નથી કરાવી શકતી. એમના જેવો સાહસિક, સુંદર અને વિદ્વાન પુરુષ આખા કાશ્મીરમાં ન હતો. હું એમની જ આરાધના કરતી. એમને મારા ઉપર અપાર સ્નેહ હતો. કેટલાંય વર્ષો સુધી વિશ્વના સુખ-વૈભવની હરિયાળી કુંજોમાં અમારું જીવન વ્યતીત થતું રહ્યું.

મારી પડોશમાં એક મંદિર હતું. એના પૂજારીનું નામ શ્રીધર પંડિત. અમે બન્ને જણાં પ્રભાતમાં અને સમીસાંજે ઉપાસનાને કાજે એ મંદિરમાં જતાં. મારા સ્વામી કૃષ્ણભક્ત હતા. મંદિર સરોવરકિનારે હતું. ત્યાંનો ઠંડો વાયુ આહ્લાદજનક હતો. પૂજા કર્યા પછી અમે કલાકોના કલાકો પ્રકૃતિનું સૌન્દર્ય નીરખતાં અનિલ લહરીઓનો મીઠો આનંદ અનુભવતાં બેસી રહેતાં. શ્રીધર પંડિત મોટા વિદ્વાન, વેદોના પંડિત અને શાસ્ત્રોના જાણકાર હતા. સમસ્ત કાશ્મીરમાં એમના જ્ઞાનની બરોબરી કરી શકે એવું કોઇ નહતું. એઓ સંયમી, સંતોષી અને આત્મજ્ઞાની પુરુષ હતા. એમનાં નેત્રોમાંથી શાંતિની સૌમ્ય જ્યોતિરેખાઓ નીકળતી. સદૈવ પરોપકારમાં જ મગ્ન રહેતા. એમની વાણીએ કોઇનું અંતર દુભવ્યું નથી. એમનું હૃદય સર્વદા પારકી વેદનાથી પીડિત રહેતું હતું.

શ્રીધર પંડિત મારા પતિદેવ કરતાં લગભગ દસ વરસ મોટા હતા, પરંતુ તેમની પત્ની વિદ્યાધરી મારી સમવયસ્કા હતી. અમે બન્ને સખીઓ હતી. વિદ્યાધરી અત્યંત ગંભીર અને શાંત પ્રકૃતિની સ્ત્રી હતી. રૂપરંગની તો જાણે રાણી હતી. પોતાના પતિને તે દેવ માની પૂજતી.

શ્રાવણ મહિનો હતો. કાજળના પર્વતો જેવાં કાળાં વાદળાં દોડાદોડ કરી રહ્યાં હતાં, ઝરણાંઓમાંથી જાણે દૂધની સેરો ફૂટતી

હતી. આકાશમાંથી ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો અને ફૂલપાંદડીઓ પર જલબિન્દુઓ મોતી જેવાં ચમકતાં હતાં. હૃદય અભિલાષાઓથી ઊભરાઈ જાય એવો મનોહર સમય હતો. આ સમયે રમણીઓને વિદેશગામી પ્રિયતમની યાદ આંસુ પડાવે છે, પતિવિયોગની પળ યુગ યુગ જેવી લાગે છે. સૂની સેજ જોઈને કાળજું કપાઈ જાય છે. આ ઋતુમાં વિયોગિનીઓ માંદગીનું બહાનું કાઢી પતિને ઘેર તેડાવે છે, આજ ઋતુમાં માળીકન્યાઓ ધાબરી ઓઢણી પહેરી બાગમાંથી ફૂલના ખોબા ભરી વેચવા આવે છે. હું અને વિદ્યાધરી અગાશીમાં બેઠાં બેઠાં વર્ષાઋતુની મનોહરતા નીરખતાં કાલિદાસનું ઋતુસંહાર વાંચતાં હતાં. એટલામાં મારા પતિદેવે આવીને કહ્યું: “આજનો દિવસ ખૂબ જ સોહામણો લાગે છે. હિંચકે હિંચવામાં ખૂબ આનંદ આવશે.” શ્રાવણ જેવા મહિનામાં હિંચકે ઝૂલવાની ઇચ્છા કોણ ન કરે? રમણીનું હૃદય તો હિંચવા તલસી રહ્યું હોય છે. જ્યારે વનનાં વૃક્ષો ઝૂલે, જળના તરંગો ઝૂલે, આસમાનમાં મેઘ ઝૂલે, આખીય પ્રકૃતિ ઝૂલવા માંડે ત્યારે રમણીના કોમળ હૃદયની શી વિસાત! આ વાત સાંભળીને વિદ્યાધરી તો ખુશ ખુશ થઈ ગઈ. મારું મન પણ ચંચળ બની ગયું. કદંબની ડાળે રેશમી દોર નાખી એના ઉપર ચંદનનો પાટલો મૂકયો. હું અને વિદ્યાધરી આનંદમાં ડોલતાં ડોલતાં ઝૂલવા ચાલ્યાં. ગાન સરોવરના નિર્મળ જળ જેવાં જ અમારાં હૃદયો પણ પવિત્ર હતાં. પણ હાય! મારા સૌભાગ્યચંદ્રની એ છેલ્લી ચમક હતી. હું તો વહેલી વહેલી જઈ પાટલા ઉપર ચઢી બેઠી, પણ સુકુમાર વિદ્યાધરી ન ચઢી શકી. મારા પતિએ એની બાંહ્ય પકડી ઉપર ચઢાવી. તે વખતે એમનાં નેત્રોમાં કોઈ વિચિત્ર તૃષ્ણાની ઝલક હતી અને મુખ પર વિલક્ષણ આતુરતા દેખાતી હતી. એમણે મલ્હાર ગાવો શરૂ કર્યો. વિદ્યાધરી પાટલા પર બેઠી ત્યારે એના મુખ ઉપર ડૂબતા સૂર્યની રતાશ હતી. તેણે મારા પતિ તરફ ક્રોધમાં જોઈને કહ્યું:

"તેં કામવશ થઈ મારા શરીરને સ્પર્શ કર્યો છે. હું મારા પતિવ્રતના બળથી તને શાપ આપું છું કે તું આ જ ક્ષણે પશુ બની જા."

આટલું કહી ગળામાંથી રુદ્રાક્ષની માળા કાઢી તેણે મારા પતિ ઉપર ફેંકી અને તરત જ હિંચકાની નજીક મારા પતિને ઠેકાણે એક ભવ્ય સિંહે ગર્જના કરી.

૨

મુસાફિર ! મારા દેવની આ ગતિ જોઈને મારું તો લોહી સુકાઈ ગયું અને કાળજે વીજળી પડી. હું વિદ્યાધરીના ચરણમાં પડી અને રડી ઊઠી. એ વખતે નજરે જોઈને અનુભવ કર્યો કે પતિવ્રતનો પ્રભાવ અને મહિમા કેટલાં અદ્દભુત છે. આવી ઘટનાઓ મેં પુરાણોમાં વાંચેલી, પરંતુ આવા સ્વાર્થી અને અશ્રદ્ધાળુ યુગમાં પતિવ્રત ધર્મનો આટલો પ્રભાવ હશે એવો તો મને વિશ્વાસ જ ન હતો. મારા પતિ વિદ્યાધરીને હમેશાં બહેન કહીને બોલાવતા. એઓ તો ખૂબ જ રૂપવાન પુરુષ હતા. અને રૂપવંતા પુરુષોની સ્ત્રીઓનું જીવન બહુ સુખમય નથી હોતું; છતાં મને શંકા લાવવાનો અવસર કોઈ દિવસ નહોતો મળ્યો. એ પણ સતી જેવું જ પત્નીવ્રત પાળતા. એમની દૃષ્ટિમાં કુચેષ્ટા ન હતી અને વિચારો અત્યંત ઉજ્જવળ અને પવિત્ર હતા. તે એટલે સુધી કે કાલિદાસની શૃંગારમય કવિતાઓ પણ એમને નહોતી ગમતી. પણ કામના મર્મવેધી બાણથી કોણ નથી વિંધાયું ? જે કામદેવે શિવ અને બ્રહ્મા જેવા તપસ્વીઓની તપશ્ચર્યા ભસ્મ કરી દીધી અને જેણે નારદ અને વિશ્વામિત્ર જેવા મહર્ષિઓને માથે કલંકની કાળાશ લગાવી, તેને મન આ મૃત્યુલોકનું માનવી શી વિસાતમાં. હા, એક વાત સંભવિત છે કે વખતે સુરાપાનને લીધે એમની વિલાસવૃત્તિ સતેજ થઈ હોય. પરંતુ મારી માન્યતા એવી છે કે એ વિદ્યાધરીની ભ્રાંતિ હતી. જે કંઈ હતું તે હતું,

પણ તેણે શાપ દઈ દીધો. તે વખતે મારા મનમાં પણ એવી ઉત્તેજના થઇ કે જે શક્તિનો વિદ્યાધરીને ગર્વ છે તે શક્તિ શું મારામાં નથી ? શું હું સતી નથી ? મેં બોલવા ઘણુંય કર્યું પણ એક શબ્દ પણ જબાનની બહાર ન નીકળ્યો. વિદ્યાધરીને પોતાના સતીત્વ પર જે અખંડ શ્રદ્ધા હતી તેવી મને ન હતી. વિવશતાએ મારા પ્રતિકારના આવેગને રોકી દીધો. મેં દીનતાથી કહ્યું: "બહેન! તમે આ શું કર્યું ?"

વિદ્યાધરીએ નિર્દયપણે કહ્યું: "મેં કંઇ નથી કર્યું, એ તો એના કર્મનું ફળ છે."

મેં કહ્યું: "બહેન, હવે હું તમારું શરણ છોડીને ક્યાં જાઉં ? તમે દયા કરો."

વિદ્યાધરીએ એટલા જ ગર્વથી કહ્યું: "હું કંઇ કરી શકું એમ નથી."

મેં કહ્યું: "દેવિ ! તું સતી છે. તારા વચનનો તો અપાર મહિમા છે. તારો ક્રોધ જો મનુષ્યને પશુ બનાવી શકે છે તો તારી કરુણા પશુમાંથી મનુષ્ય નહિ બનાવી શકે ?"

વિદ્યાધરીએ કહ્યું: "પ્રાયશ્ચિત્ત કરો. એ સિવાય બીજો ઉપાય નથી."

મુસાફિર ! હું રજપૂતાણી છું, મેં વિદ્યાધરી સાથે અણછાજતો વિનય ન કર્યો. એના ચરણોમાં હું મારું શિશ નમાવીને આંસુ વહાવત તો કદાચ એ મારા પર દયા કરત. પણ હું રજપૂતકન્યા આ અપમાન ન સહી શકી. રજપૂતબાળા ઘૃણાનો ઘા સહન કરી શકે છે, ક્રોધની જ્વાળા સહી શકે છે, પણ કરુણાનો બોજો સહન નથી કરી શકતી. હું પાટલા ઉપરથી ઊતરી પડી. પતિદેવને લઈ ઘર તરફ વિદાય થઇ.

૩

કેટલાય મહિના વીતી ગયા. હું તનમનથી પતિસેવા કરતી. તેમને વાણી ન હતી, છતાં તેમના મુખ પરના ભાવો ઉપરથી સ્પષ્ટ લાગતું કે તેમને કરેલા કર્મની શરમ આવે છે. આ રૂપાન્તર પછી પણ તેમને માંસથી ઘૃણા હતી. મારી પશુશાળામાં સેંકડો ગાયો ભેંસો હતી, પરંતુ શેરસિંહે કદી કોઇની સામે આંખ ફાડીને જોયું નથી. હું બન્ને વેળા એમને દૂધ પાતી અને સાંજે ફરવા લઇ જતી. મારામાં કોણ જાણે કેમ ધૈર્ય અને સાહસ એટલાં આવ્યાં હતાં કે આ દશા મને અસહ્ય નહોતી લાગતી. મને વિશ્વાસ હતો કે આ વિપત્તિનો અંત જલદી આવશે.

આ દિવસોમાં હરદ્વારમાં ગંગાસ્નાનનો મેળો હતો. અમારા નગરમાંથી પણ યાત્રીઓનો એક સંઘ હરદ્વાર ચાલ્યો. મેં પણ એમનો સંઘાથ કર્યો. દીન દુઃખીઓઓને આપવા ખૂબ રૂપિયા અને અશરફીઓ સાથે લીધાં. પ્રાયશ્ચિત્ત કરવાની ખાતર મેં પગપાળે જ યાત્રા શરૂ કરી. લગભગ એક મહિને હું હરદ્વાર પહોંચી. અહીં ભારતના પ્રત્યેક વિભાગમાંથી યાત્રીઓનો સુમાર ન હતો. સંન્યાસીઓ અને સાધુઓની સંખ્યા ગૃહસ્થોથી ઓછી ન હતી. ધર્મશાળામાં રહેવાનું ઠામઠેકાણું ન મળે. ગંગાને કિનારે, પર્વતોની તળેટીમાં અને મેદાનોમાં જ્યાં જુઓ ત્યાં માણસો જ માણસો. માઇલોના માઇલો સુધી માણસો જ દેખાયા કરે. ભજન અને કીર્તનની ધૂન રાતદિવસ મચી રહેતી. ગંગાની લહરીઓની જેમ હૃદયમાં પણ અસીમ શુદ્ધિ હતી. ત્યાં જળ, વાયુ, આકાશ બધું જ શુદ્ધ હતું.

હરદ્વાર આવ્યે મને ત્રણ દિવસ વીત્યા હતા. પ્રભાતનો પહોર હતો. હું ગંગામાં સ્નાન કરતી હતી. એટલામાં અચાનક મારી નજર પૂલ પર પડી. એક માણસ નીચે ગંગાનું ખળખળ

વહેતું પાણી એકી ટસે જોઈ રહ્યો હતો. એટલામાં એના પગ ઊચકાઇ ગયા, અને સેંકડો ફૂટ ઊંચેથી ધબાક દઇને ગંગામાં પડ્યો. હજારો આંખો આ દૃશ્ય જોઈ રહી હતી પણ આ અભાગી માણસનો જીવ બચાવવા કોઇની હિંમત ન ચાલી. ભારત જેવો સહવેદનાશૂન્ય દેશ બીજો કયો હશે? અને આ તો વળી એ દેશ છે કે જ્યાં પરમાર્થ એ મનુષ્યનું પરમ કર્તવ્ય મનાયું છે! લોકો અપંગની જેમ દયામણી નજરે જોયા કરતા હતા. પ્રવાહ પ્રબળ વેગથી વહેતો હતો. આ હૃદયવિદારક દૃશ્ય મારાથી ન જોઇ શકાયું. મને સરસ તરતાં આવડતું હતું. ભગવાનનું નામ લઇને હું તો પાણીમાં કૂદી પડી. હું જેમ જેમ આગળ જાઉં તેમ તેમ પેલો માણસ પણ આગળ જાય. એમ કરતાં કરતાં હું તો થાકી ગઈ. પાણી એટલું બધું ઠંડું હતું કે મારું શરીર અકડાઇ ગયું. હવે મારામાં તાકાત ન હતી. શરીર ગતિશૂન્ય થઇ ગયું હતું. હું પણ આખરે પ્રવાહની સાથે તણાવા લાગી. મને લાગ્યું કે હવે તો ગંગામૈયાના ઉદરમાં જ સમાઇ જઇશ. પણ એટલામાં પેલા પુરુષની લાસ એક ખડક સાથે અથડાઈને રોકાઇ ગઈ. આશાએ મારા શરીરમાં ઉત્સાહ અને સ્ફૂર્તિ આણ્યાં. મેં હતી એટલી તાકાત કરીને તરવા માંડયું અને ખડક પાસે જઇ પહોંચી. લાસ જોઈને મારું કાળજું ધડકી ઊઠયું: એ તો શ્રીધર પંડિત હતા.

મુસાફિર! પ્રાણની પરવા કર્યા વિના મેં આ કામ કર્યું હતું. પંડિતજીનું અર્ધચેતન શરીર લઇને હું કિનારે આવી ત્યારે હજારો લોકોએ જયધ્વનિ કર્યો. કેટલાક લોકો પંડિતજીની સારવાર કરતા હતા. એટલામાં વિદ્યાધરી આવીને મારા પગમાં પડી. એનું મુખ પ્રભાતના ચંદ્રની જેમ કાન્તિહીન હતું, હોઠ સુકાઇ ગએલા અને વાળ વીખરાયલા હતા. આંખમાંથી આંસુઓની ધારા વહેતી હતી. બીચારી જોરથી હાંફતી હતી. વિદ્યાધરીના મુખમાંથી એક શબ્દે

ન નીકળ્યો. છેવટે મહામુશ્કેલીએ કહ્યું: "બહેન! ભગવાન તમને આ પુણ્યકાર્યનો બદલો આપશે."

૪

મુસાફિર! આ આશિષ એના અંતરમાંથી ઊગી હતી. એના મુખમાંથી આ આશીર્વાદ સાંભળીને મારા આનંદનો પાર ન રહ્યો. મને વિશ્વાસ થયો કે જ્યારે હું ઘેર પહોંચીશ ત્યારે મારા પતિદેવ હસતા હસતા મને સામા લેવા આવશે. આ વિચારે મને ગલગલિયાં થયાં. હું તરત જ ઘેર આવવા નીકળી. ઉત્કંઠાએ મારા પગમાં નવું બળ પૂર્યું હતું. હું રાતદિવસ ચાલતી, પણ થાક શું છે એ તો મને સમજાતું જ નહિ. મોહનમૂર્તિ દ્વાર પર મારું સ્વાગત કરશે એ આશાએ મને ઘેલી કરી મૂકી હતી. એક મહિનાને બદલે હું એક જ અઠવાડિયામાં ઘેર પહોંચી. આંગણામાં આવીને મકાનની સ્થિતિ જોઇને મારી આંખો થંભી ગઈ, અને પગ ન ઊપડયો. મકાન સાવ વેરાન જેવું થઈ ગયું હતું. કોઇ નોકરનો પત્તો ન મળે. કાળજે પથ્થર મૂકી અંદર ગઇ. તો મારા વહાલા વનરાજ મોટી મોટી જંજીરોથી જકડાયલા હતા. શરીર એટલું દુર્બળ થઇ ગએલું કે હાડકે હાડકું દેખાતું હતું. બધું ઉજ્જડ જેવું લાગતું. મને જોતાં જ શેરસિંહે પૂછડી પટપટાવી અને એમની આંખોમાં આશાનું નવું તેજ ચમકી રહ્યું. હું દોડીને ગળે વળગી પડી. મને આ બધું જોતાં ખબર પડી કે નોકરોએ દગો દીધો હતો, ઘરની સામગ્રીઓનું ઠેકાણું ન હતું. મારાં બહુમૂલ્ય વસ્ત્રો અને આભૂષણોની પેટીઓ પણ ન હતી. મારાં સોનાચાંદીનાં વાસણોનો પણ પત્તો ન મળે. હું કેવી હતભાગી કે ધર્મ લૂંટવા ગઇ હતી, તે પોતેજ લૂટાઇ ગઇ. દરિદ્રતાએ પહેલી વાર મને પોતાનું ભયંકર સ્વરૂપ દેખાડયું.

મારું સર્વસ્વ લૂંટાઇ ગયા પછી એ સ્થાન મને ખાવા ધાય એવું લાગ્યું. એ જ એ સ્થાન હતું જ્યાં અમે આનંદથી દિવસો વીતાવ્યા હતા. ત્યાંની દરેક વસ્તુની સાથે કોઇ ને કોઇ સ્મૃતિદ્વારા સંબંધ બંધાયો હતો. એ દિવસોને યાદ કરી અમે લોહીનાં આંસુ સારતાં હતાં. વસંત ઋતુ હતી. ફૂલોની મહેકથી અનિલ સુગંધિત બની રહ્યો હતો; બકુલના વૃક્ષ નીચે પરીઓના શયન માટે મોતીની સેજ પથરાઇ ગઈ હતી. લિંબુની સુવાસથી ચિત્ત કોઇ અનેરા આનંદમાં ડૂબી જતું હતું. એ દિવસોમાં મેં મારી જન્મભૂમિનો સદાને માટે ત્યાગ કર્યો. મારી આંખોમાંથી આંસુનું એક ટીપુંય ન પડયું. એ ભૂમિની યાદ મને સર્વદા વ્યથિત કરતી હતી; એટલે મેં કેદી કારાગારમાંથી મુક્ત થાય એટલા આનંદથી એની વિદાય લીધી. આઠ દિવસના સખત રઝળપાટ પછી સિંધુને તીરે એક નિર્જન સ્થળ મને પસંદ પડયું. કોઈ વખત તો ત્યાં દેવતાઓનો વાસ હશે, પણ આજે તો તે વેરાન જેવી દશામાં હતું. દેવતાઓએ ભલે કાળ ઉપર વિજય મેળવ્યો હોય, પણ સમયચક્ર ઉપર નહિ. ધીમે ધીમે મને એ સ્થળે ગોઠી ગયું. અને એ સ્થાન મુસાફરો માટે ધર્મશાળા બની ગયું.

મને અહીં રહે ત્રણ વર્ષ વીતી ગયાં. વર્ષા ઋતુમાં એક સંધ્યાએ મેં એક પુરુષ ઘોડેસ્વારને જોયો. મંદિરથી લગભગ બસો ફૂટ દૂર એક રમણીય સરોવર હતું. એને કિનારે વૃક્ષોનાં ઝુંડ ઊભાં હતાં. એ સવાર એ ઝાડીમાં અદશ્ય થઇ ગયો. એક ક્ષણ પછી તો એ ઝાડીમાંથી એક કારમી ચીસ સંભળાઈ અને બંદૂકોના અવાજથી આખું એ નિર્જન સ્થાન ગાજી ઊઠયું.

આ દશ્ય જોઇને મને કોઇ ભયાનક ઘટનાનો સંદેહ પડયો. હું તો તરત જ એક કટાર લઇને પેલા સરોવર તરફ ચાલી.

વરસાદ જાણે પછી વરસવાનો જ ન હોય એટલા જોરથી વરસતો હતો. રહી રહીને એવી ભીષણ ગર્જનાઓ થતી કે જાણે પહાડો પરસ્પર ટક્કરો ઝીલે છે. વીજળીના ચમકારા એટલા તેજો-મય હતા કે જાણે વિશ્વનો પ્રકાશ એકત્ર કર્યો હોય. અંધકારની તો વાત જ શી કરું ? જાણે હજારો અમાવાસ્યાની રાત્રિઓ એક સાથે પડી હોય. હું બધુંય વટાવીને સરોવરની સમીપ પહોંચી ગઇ. વિદ્યુતના ચમકારા દીપકની ગરજ સારતા હતા. સરોવરને કિનારે એક મોટી ગુફા હતી. એ વખતે એ ગુફામાંથી થોડોક પ્રકાશ બહાર આવતો હતો. જોયું તો એક મોટી ચેહ બળતી હતી. આગળ પાછળ માણસો વિંટળાઇને બેઠા હતા. એક સ્ત્રી આંખોમાંથી અગ્નિ વરસાવતી બોલતી હતીઃ “ હું મારા પતિની સાથે એને પણ બાળીને ભસ્મ કરી નાખીશ. ” કુતૂહલનો પાર ન રહ્યો. મેં શ્વાસ પણ ધીમે ધીમે લેવા માંડયો અને આ કૌતુક જોઈ રહી. એ સ્ત્રીની સામે લોહીથી ખરડાએલી એક લાસ પડી હતી. લાસની નજીક જ એક પુરુષ દોરડાથી જકડાયલો બેઠો હતો. મેં અનુમાન કર્યું કે એ પેલો જ ઘોડેસ્વાર હશે. અને એના ઉપર આ બહારવટીઆઓએ હુમલો કર્યો હશે. આ લાસ બહારવટીઆના સરદારની હશે અને આ સ્ત્રી એની પત્ની હશે. એના વાળ વીખરાયલા હતા, અને એની આંખોમાંથી અંગારા વરસતા હતા. અમારા ચિત્રકારોએ ક્રોધને પુરુષ કલ્પ્યો છે. મારા વિચાર પ્રમાણે તો સ્ત્રીનો ક્રોધ એનાથી કેટલોય ભયાનક, ઘાતક અને વિધ્વંસકારી હોય છે. ક્રોધોન્મત્ત બનીને પેલી કોમળ સ્ત્રી ભયાનક સ્વરૂપે બેઠી હતી.

પેલી સ્ત્રીએ ફરીથી દાંત કચકચાવીને કહ્યું : “ મારા પતિની સાથે આને પણ બાળીને ભસ્મ કરી નાખીશ. ” આટલું બોલીને પેલા બંદીવાન પુરુષને પેલી બળતી ચેહમાં નાખી દીધો. ચેહ ! કેટલું ભયાનક ! કેવું રોમાંચકારી દશ્ય હતું! એ તો સ્ત્રી જ

પોતાનો અગ્નિ શાંત કરવા પિશાચિની બની શકે. મારું લોહી જોરથી વ્હેવા માંડયું. એક પણ પળનો વિલંબ કરવાનો અવસર ન હતો. મેં તરત જ કટાર ખેંચી. બહારવટીઆ મને જોઇને અસ્તવ્યસ્ત થઇ ગયા. એમના મનમાં મારી સાથે બીજા માણસો હશે. હું બેધડક પેલી ચેહ પાસે ગઇ અને પેલા અભાગી પુરુષને બહાર કાઢયો. હજી તો એનાં કપડાં જ માત્ર બળ્યાં હતાં. જેમ સાપ પોતાનો શિકાર જતાં લપકે છે, તેમ જ્વાળાઓ પણ મારી પાછળ કયાંય સુધી લંબાઇ. જાણે અગ્નિ પણ એના લોહીનો તરસ્યો હતો.

એટલામાં બહારવટીઆઓ વ્યવસ્થિત થઇ ગયા અને પેલી સ્ત્રી પિશાચિનીની જેમ મારા ઉપર ધસી આવી. એ વખતે મારું હાડકે હાડકું જુદું થઇ જાત, પણ એટલામાં તો દ્વાર પર મેઘગર્જનાથી ભયંકર ગર્જના સંભળાઇ અને શેરસિંહ રૌદ્ર સ્વરૂપ ધારણ કરી અંદર આવ્યા. એમનું વિકરાળ રૂપ જોઇને બહારવટીઆ તો જીવ લઇને નાઠા. માત્ર પેલી સ્ત્રી સ્તબ્ધ બનીને પોતાને ઠેકાણે ઊભી રહી. એકાએક એણે પોતાના પતિનું શબ ઊઠાવ્યું અને એને ખોળામાં લઇને ચિંતાગ્રસ્ત બેસી ગઇ. પેલા જકડાયલા માનવી તરફ જોયું તો મારું તો કાળજું જ હેબતાઇ ગયું. એ શ્રીધર પંડિત હતા. હું એમને કંઇ પૂછું ન પૂછું ત્યાં તો એક ખૂણામાંથી કોઇના રડવાનો કરુણ અવાજ આવ્યો. જોઉં છું તો એક સુંદર યુવાન લોહીથી તરબોળ પડયો હતો. એનો પુરુષવેશ એને છુપાવી ન શકયો. એ તો વિદ્યાધરી હતી. મરદના વેશમાં એ ઓળખાતી પણ ન હતી. લજ્જા અને ગ્લાનિની મૂર્તિ સમી મને જોતાં જ એ પગમાં પડી ગઇ.

હવે ગુફામાં ક્ષણભર પણ થોભવું એ સહીસલામત ન હતું. ન જાણે કયારે પાછા બહારવટીઆ સશસ્ત્ર બનીને આવી પહોંચે. પેલી સતીની ભીષણ કાયા તેજોમય બનીને અમારાં નેત્રોની સામે

તાંડવનૃત્ય કરતી લાગી. મને ચિંતા થઇ કે આ બન્ને સ્ત્રીપુરુષને સાથે કેમ કરીને લઇ જાઉં. બન્ને લોહીથી ખરડાયલાં હતાં. મારી આ મૂંઝવણુને શેરસિંહ સમજી ગયા. તેમણે ઇશારાથી મને સમજાવ્યું કે એ બન્નેને મારી પીઠ પર બેસાડી દે. નાનો બાળક કૂતરા પર બેસીને જેટલો ડરે છે એનાથી વધારે આ બન્ને માનવીઓ ભયભીત થયાં હતાં. ચિતાગ્નિના ક્ષીણુ પ્રકાશમાં એમનાં ભયવિકૃત મુખ જોતાં કરુણુ વિનોદ થતો હતો. એ સૌને લઇને હું મંદિરે આવી પહોંચી.

બરાબર સાત દિવસ સુધી મેં એમની સેવા કરી. સંપૂર્ણ સાજા થયા પછી મેં એમને વિદાય દીધી. વાત એમ હતી કે આ બન્ને જણાં ટેઢી જવાનો વિચાર કરતા હતા. ત્યાંનો રાજા પંડિત શ્રીધરનો શિષ્ય છે. પંડિતજીનો ઘોડો આગળ હતો અને વિદ્યાધરીનો પાછળ. વિદ્યાધરીને ઘોડે બેસવાનો અભ્યાસ ન હોવાથી એ વારેવારે પાછળ પડી જતી. જ્યારે બહારવટીઆઓએ પંડિતજી પર હુમલો કર્યો ત્યારે એમની પહેલી ગોળીથી જ એમનો સરદાર વિંધાઇ ગયો. આ કોલાહલ સાંભળી વિદ્યાધરીએ ઘોડો આગળ ધપાવ્યો. બહારવટીઆઓએ વિદ્યાધરીને પણુ પુરુષ ધારી ઘાયલ કરી અને બન્ને જણુને મુશ્કેટાટ બાંધીને એ ગુફામાં લઇ આવ્યા. ત્યારપછીની અવસ્થા તો મેં નજરે જોઇ હતી. જતી વખતે વિદ્યાધરીનું રોમેરોમ મને આશિષ દઇ રહ્યું હતું. પણુ હજી પ્રાયશ્ચિત પૂરું નહોતું થયું. આટલા આત્મસમર્પણુ પછી પણુ મારા મનોરથ સફળ નહોતા થયા.

૫

મુસાફિર! એ સ્થળે હવે અમારું રહેવું જોખમકારક હતું. બહારવટીઆઓ ભરેલી બંદૂકે મારા વનરાજની શોધમાં ભટકયા કરતા હતા. આખરે વિવશ થઈને હું દુર્ગમ પર્વતોની

હારમાળા વટાવતી અહીં આવી પહોંચી. આ સ્થાન મને એટલું બધું પ્રિય થઈ પડયું છે કે આ ગુફાને મેં મારું ઘર બનાવી દીધું છે. આ જ્ઞાનસરોવરનાં દર્શન કર્યે મને પૂરાં ત્રણ વર્ષ થયાં. એ સમયે પણ આ જ ઋતુ હતી. એક દિવસ હું સરોવરમાં પાણી ભરવા ગઈ હતી. એટલામાં એકાએક એક તરુણ ઘોડેસ્વાર હાથમાં ભાલો લઇ મારા સિંહ પર વાર કરવા દોડયો. સિંહને પણ જે ક્રોધ ચઢયો તે ઘોડા ઉપર છલંગ મારી સ્વારને હેઠળ નાખી તેની છાતી ઉપર ચઢી બેઠા. આ દૃશ્ય જોઇને હું તો ઘડો પડતો મૂકીને અહીં દોડી આવી ને સિંહને છાતી સરસા ચાંપીને શાંત કર્યા. જો જરા જલદી ન આવી હોત તો આ જુવાન બીચારો આ જગતમાંથી ચાલ્યો જાત. મેં શેરસિંહનું આવું ભયંકર સ્વરૂપ કોઇ દિવસ નહોતું જોયું. મને એમની પાસે જતાં બીક લાગતી હતી; પણ મારાં મૃદુ વચનોએ એમને વશ કર્યા અને એ દૂર ખસી ગયા. જુવાનની છાતીમાં ઊંડો ઘા પડયો હતો. હું એને ગુફામાં લાવી અને એની શુશ્રૂષા કરી. ત્યારપછી એક દિવસ હું કેટલીક વસ્તુઓ ખરીદવા પાસેના કસ્બામાં ગઇ. પણ ત્યાં તો સર્વ દુકાનો બંધ હતી. ચારે તરફ શોકનું વાતાવરણ હતું. હું ઘણી વાર આમતેમ આથડી, પણ કોઇ માનવી ન મળે. હું પાછા ફરવાનો વિચાર કરતી હતી ત્યાં ઘોડાઓની ટપકીઓના અવાજ સંભળાયા અને અકસ્માત્ કાળાં વસ્ત્રોમાં કાળા ઘોડા ઉપર સજ્જ થએલી એક સ્ત્રી આવી પહોંચી. મને જોતાં જ કર્કશ સ્વરે બોલી: "તું કોણ છું?" મેં નિર્ભયતાથી ઉત્તર વાળ્યો: "હું જ્ઞાન સરોવરને કિનારે રહું છું અને અહીં કેટલીક વસ્તુઓ ખરીદવા આવી હતી; પરંતુ શહેરની દુકાનો બંધ જોઇ હું પાછી જાઉં છું." અચાનક સૌ મને દોરડાંથી બાંધી લઇને ચાલતા થયા.

મને એમ લાગતું હતું કે આ બાઇ અહીંની રાણી હશે.

પણ મને કોઇ જવાબ જ ન આપે. મને મારી ફિકર તો બહુ ન હતી, પણ શેરસિંહની હતી. એ એકલા ગભરાઇ રહ્યા હશે. ભોજન-સમય પણ થઇ ગયો છે. એમને ખવડાવશે પણ કોણ? અહીં વળી ક્યાં સંકટમાં આવી પડી! આ લોક મારી શું દશા કરશે! આ વિચારોએ મને મૂંઝવી નાખી. થોડી વાર ચાલ્યા પછી સૌ એક ભવ્ય મહેલ પાસે આવી પહોંચ્યાં. અહીં તો કાળાં વસ્ત્રો પહેરેલાં એવાં ખૂબ જ માણસો હતાં. ને મને જે ઓરડામાં રાખી ત્યાં કાંઇપણ સામાન ન હતો. હું તો નીચે બેસી મારા નસીબને દોષ દેવા લાગી. જે કોઇ આવતું તે મારા તરફ કરુણ દૃષ્ટિપાત કરીને ચાલ્યું જતું. થોડી વારે પેલી રાણી આવી. આ રાણીની ઉમ્મર પચાસેક વર્ષની હતી. છતાં મુખ પર અદ્ભુત કાંતિ હતી. હું તરત ઊભી થઈ અને એમનું સન્માન કર્યું. અને મારા કિસ્મતનો ફેંસલો સાંભળવા આતુર મને ઊભી રહી.

૬

મુસાફિર! રાણીની આંખો જોઇને સાચે જ મને ખૂબ ભય લાગ્યો. પરંતુ ચંદન જેવી કઠોર વસ્તુમાં સુગંધ છુપાયેલી હોય છે, તેમ આટલી કર્કશતા અને કઠોરતાની નીચે પણ એક કોમળ હૃદય છુપાયલું લાગતું હતું. એમનો જુવાન દીકરો થોડા દિવસ પહેલાં જ એમને મૂકીને સ્વર્ગવાસી થયો હતો. એના શોકમાં આખુંય શહેર ગ્લાનિમય હતું. મને પકડવાનું પણ એ જ કારણ હતું કે મેં એ શોકમાં ભાગ લેવા કાળાં વસ્ત્રો નહોતાં પહેર્યાં. પછીથી મેં જાણ્યું કે જે રાજકુમારનો શોક આ સૌ કરી રહ્યાં હતાં તે રાજકુમાર તો મારી ગુફામાં પડ્યો છે.

મેં પૂછ્યું: "આપના કુમાર ઘોડેસ્વાર તો ન હતા?"

રાણીએ કહ્યું: "હા, તેં દીઠો છે?"

મેં કહ્યું: "હા."

રાણીએ પૂછ્યું: "ક્યારે?"

મેં કહ્યું: "શિકાર ખેલવા ગયા ત્યારે."

રાણીએ પૂછ્યું: "શું તારી નજર સામે સિંહે એના ઉપર તરાપ મારી હતી?"

મેં કહ્યું: "હા, મારી સામે એ બધું બન્યું."

રાણી ઉત્સુક ભાવથી ઊભી થઇ ગઇ અને દીનભાવે બોલી ઊઠી: "બહેન! એની લાસનો પત્તો તું મેળવી આપે છે?"

મેં કહ્યું: "એવું ન બોલો. એ રાજકુમાર તો પંદર દિવસ થયાં મારા મહેમાન છે!"

રાણી હર્ષથી અને આશ્ચર્યથી બોલી ઊઠી: "રણધીર હજી જીવતો છે?"

મેં કહ્યું: "હવે તો એમનામાં ચાલવાની શક્તિ પણ આવી છે."

રાણી મારા પગમાં પડી.

ત્રીજે દિવસે અર્જુનનગરની શોભા કંઈ ઓર જ હતી. દુકાનો ફૂલોના શણગારથી શોભતી હતી અને બજારોમાં આનંદોત્સવો ઉજવાતા હતા. શોકમય કાળાં વસ્ત્રોને બદલે ગુલાબી ઉલ્લાસમય વસ્ત્રો શોભતાં હતાં. જ્યાં સવિતાનારાયણે ઉષાસાગરમાંથી ડોકિયું કર્યું કે સલામીઓ થવા માંડી. આગળ મારો સજાવેલો ઘોડો અને પાછળ રાજકુમારનો વૈભવભર્યો હાથી ઝૂલતો આવતો હતો. સ્ત્રીઓ અટારીઓ પર મંગલગીતો ગાતી ગાતી પુષ્પવૃષ્ટિ કરી રહી હતી. રાજભુવનના સિંહદ્વારે રાણીઓ મોતીના ખોબા ભરી વધાવવા ઊભી હતી. જેવા રાજકુમાર હાથી પરથી ઊતર્યા કે મોતીનો વરસાદ વરસ્યો.

૭

આનંદોત્સવ પૂરો થયા પછી જ્યારે મેં વિદાય માગી ત્યારે રાણીમાતાએ સજળ નયને કહ્યું: "બેટા! તેં મારા ઉપર જે ઉપકાર કર્યો છે એનો બદલો તો તને ભગવાન આપશે. તેં મારા રાજવંશનો ઉદ્ધાર કર્યો છે; નહિ તો પૂર્વજોને પાણી પીવડાવવા કોઇ ન હતું. હું તને કંઇક આપવા ઇચ્છું છું અને તે તારે લેવું જ પડશે. રણધીર તો મારો પુત્ર છે પણ તું તો મારી પુત્રી છે. તેં જ રણધીરને જીવનદાન આપ્યું છે. તેં જ આ રાજ્યનો પુનરુદ્ધાર કર્યો છે. તને અર્જુનનગરનો એક પ્રાંત ભેટ આપું છું."

રાણીની આ અસીમ ઉદારતા જોઇને હું તો દંગ જ થઈ ગઈ. કળિયુગમાં આવા દાન દેનારા હોય છે એવી મને આશા ન હતી. મને ધનની વધારે આશા ન હતી, પણ રાણીમાતાના આગ્રહથી અને દીનદુઃખિયાંની વધુ સેવા કરી શકું એ આશાથી મેં સ્વીકાર્યું. એ વાતને આજે બે વર્ષ વીતી ગયાં, પણ ભોગવિલાસે મારા મનને સ્પર્શ સુદ્ધાં નથી કર્યો. હું કદી પલંગ પર સૂતી નથી. લૂખી સૂકી વસ્તુઓ વિના મેં બીજું કાંઇ ખાધું નથી. પતિવિયોગની દશામાં સ્ત્રી તપસ્વિની હોય છે, એની વાસનાઓનો અંત આવી જાય છે. મારી પાસે વિશાળ ભુવનો છે, રમણિય વાટિકાઓ છે, અને એવી કોઈ પણ વિલાસસામગ્રી નથી જે પળમાત્રમાં અહીં હાજર ન થાય. પણ એ સર્વ મને ત્યાજ્ય છે. ભુવનો સૂનાં પડયાં છે અને વાટિકાઓ વેરાન પડી છે. હું એમને આંખ ઠારીને જોતી પણ નથી. મારા પ્રાણાધારના ચરણસ્પર્શ વિના મને બીજા સુખની અપેક્ષા નથી. હું દરરોજ અર્જુનનગર જાઉં છું. રિયાસતનું કામકાજ જોઇ પાછી આવું છું. રિયાસતની બધી આવક પરોપકારના ખર્ચમાં જ વપરાય છે. હું એમાંથી એક કોડી પણ મારા ખર્ચમાં

નથી વાપરતી. જો તમને અવકાશ હોય તો તમે અમારી રિયાસતનો પ્રબંધ જોઇને જરૂર પ્રસન્ન થશો. મેં આ બે વર્ષોમાં વાંસ સુંદર તળાવો બંધાવ્યાં છે અને ચાલીસ ગૌશાળા બંધાવી છે. મારો વિચાર છે કે રિયાસતમાં એવી નહેરો બંધાવું કે પાણી જ ન ખૂટે. રાજ્ય તરફથી સો કુશળ વૈદ્યરાજો પ્રજાની મફત સેવા કરે છે. દરેકે દરેક ગામમાં સ્વચ્છતા અને પ્રકાશનો બંદોબસ્ત રાજ્ય તરફથી થાય છે. હમણાં તો સર્વ વહીવટ શ્રીધર પંડિત કરે છે. સૌથી પહેલાં એમને શોધી આ વહીવટ મેં એમના હાથમાં સોંપી દીધો છે. એમના જેવા કર્તવ્યપરાયણ, નિઃસ્પૃહ અને ચારિત્ર્યવાન પુરુષ મને બીજા નહિ મળે. મને વિશ્વાસ છે કે એઓ જીવશે ત્યાં સુધી રિયાસતનો વહીવટ સંભાળશે. વિદ્યાધરી પણ એમની સાથે જ છે, શાંતિ અને સંતોષની એ તો મૂર્તિ છે. ધર્મ અને વ્રતની દેવી છે. આજે પણ એનું સતીત્વ જ્ઞાનસરોવરની જેમ પવિત્ર અને અગાધ છે. આજે એનો સૌન્દર્યસૂર્ય મધ્યાહ્ને નથી છતાં આજે એ રાણી-વાસની પટરાણી છે. ચિંતાઓએ એના મુખપર શેરડા પાડી દીધા છે. અમે કદી કદી મળીએ છીએ પણ બહુ વાતચીત નથી કરતાં. એની આંખો મને જોઇને જ ઢળી પડે છે. મને જોતાં જ એ સ્તબ્ધ બની જાય છે. મેં એને કોઇ દિવસ કંઇ પણ કહ્યું નથી. એના પ્રત્યે મારો સ્નેહ અને ભક્તિ દિવસે દિવસે વધતાં જાય છે. હું એને જોઉં છું અને એના ચરણો પર ઢળી પડવાનું મન થાય છે. પરંતુ એને એ ખુશામત સમજે એટલે એમ કરતાં અટકું છું. મારી અંતિમ ઇચ્છા તો મારા સ્વામીની ચરણસેવા જ છે. જ્યારે સંસારમાંથી પ્રસ્થાન કરવાની વેળા આવી ત્યારે મારું મસ્તક એમના ખોળામાં હો એટલું પ્રભુ પાસે માગું છું. મારી એ જ વિનંતી છે કે આવતે અવતારે પણ મને આ જ સ્વામી મળો."

મને તો આ સુંદરીનું જીવનવૃત્તાંત સાંભળીને એટલું કુતૂહલ

થયું કે શું કહું. જે દેશમાં આવી પ્રતિભાશાળી દેવીઓ વસે છે તે દેશ ઉપર કલ્પનાહીન અને વિશ્વાસહીન પાશ્ચાત્ય પુરુષો આંગળી ચીંધે ? આખાય યુરોપમાં એક પણ એવી રમણી નથી કે જેની એની સાથે તુલના કરી શકાય. અમે તો સ્ત્રીપુરુષના સંબંધને સાંસારિક સંબંધ સમજીએ છીએ. એના આધ્યાત્મિક સ્વરૂપથી તો હજી અમે માઇલો દૂર છીએ. અમારા દેશમાં આજે સેંકડો વર્ષની ઉન્નતિ પછી પણ સતીત્વનું આવું ઊજળું અને પવિત્ર ઉદાહરણ નથી મળતું. દુર્ભાગ્યે અમારી સભ્યતાએ એવો અવળો માર્ગ ગ્રહણ કર્યો છે કે ભવિષ્યમાં પણ આવી દેવીઓનાં દર્શન દુર્લભ છે. જર્મનીને પોતાની સેના પર, ફ્રાન્સને પોતાની વિલાસિતા પર, અને ઈંગ્લંડને પોતાના વાણિજ્ય પર ગર્વ છે; તો ભારતવર્ષને પોતાના સતીત્વનો ઘમંડ છે. હોમર અને વર્જીલ, ડેન્ટે અને ગેટી, શેક્સપિયર અને હ્યુગો જેવા ઉચ્ચ કોટિના કવિઓ પણ સીતા અને સાવિત્રી જેવા જીવનની રચના કરી શક્યા નથી. ખરી વસ્તુ-સ્થિતિ તો એ છે કે પશ્ચિમનો સમાજ ઉચ્ચ આદર્શોથી વેગળો છે.

મેં બીજા દિવસે અનિચ્છાએ પણ વિદાય માગી અને યુરોપ તરફ ચાલી નીકળ્યો. મારા પાછા ફરવાના સમાચાર પહેલેથી જ પ્રસિદ્ધ થઇ ચૂક્યા હતા. જ્યારે મારું જહાજ હાઇમ્બર્ગના બંદરમાં પહોંચ્યું ત્યારે સેંકડો નરનારીઓ, વિદ્વાનો અને રાજકર્મચારીઓએ મારું સ્વાગત કર્યું. મને જોતાં જ તાળીઓનો ગડગડાટ શરૂ થયો, રૂમાલો અને ટોપીઓ હવામાં ઊડવા માંડી અને ત્યાંથી ઠેઠ મારા ઘર સુધી મને સરઘસમાં લઇ ગયા. કોઇ રાષ્ટ્રપતિને મળે એટલું માન મને મળ્યું, રાત્રે મને કૈસરના ટેબલ પર ખાણું ખાવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું. કેટલાય દિવસો સુધી અભિનંદનો, પત્રો અને તારોની ઝડીઓ વરસી. મહિનાઓ સુધી કલબો અને વિદ્યાપીઠોનાં આમંત્રણોથી હું અકળાઇ ગયો. મારું યાત્રાવૃત્તાંત દેશનાં બધાં

વર્તમાનપત્રોમાં છપાઇ ગયું. અન્ય દેશોમાંથી પણ અભિનંદનના તારો મળ્યા. રશિયા અને અન્ય દેશોએ મને વ્યાખ્યાનો માટે નિમંત્ર્યો. એક એક વ્યાખ્યાનના મને હજારો પાઉંડ મળતા હતા. કેટલીય યુનિવર્સિટીઓએ મને ડીગ્રીઓ આપી. ઝારે પોતાનો ઓટોગ્રાફ મોકલી મારું સન્માન કર્યું. પરંતુ આ બધા ય સ્વાગતથી મને શાંતિ નહોતી વળતી. જ્ઞાનસરોવરનું સુરમ્ય દૃશ્ય અને પેલી ગહરી ગુફા, પેલી સુકોમળ યુવતિ અને વનરાજ બધું મારી આંખો સામેથી કેમે કર્યું ખસતું ન હતું, એના મધુર શબ્દો મારા કાનમાં ગુંજ્યા કરતા. હું થિયેટરોમાં જતો, સ્પેન અને જ્યોર્જીઆની સુંદરીઓ મેં જોઇ હતી, પણ હિમાલયની એ અપ્સરા તો અલૌકિક હતી. કોઈ કોઇ વખત તો એ દેવી મને આસ્માનમાંથી ઊતરતી દેખાતી ત્યારે ચિત્ત ચંચળ થઇ જતું અને એવું થતું કે પાંખો લગાવીને ત્યાં પહોંચી જાઉં. આખરે એક દિવસે ત્યાં જવાની સફર માટે સર્વ તૈયારી કરી અને ચાલી નીકળ્યો. બરાબર એક હજાર દિવસની મુસાફરી કરીને હું જ્ઞાનસરોવરને કિનારે ફરી પહોંચી ગયો.

પ્રભાતનો સમય હતો. ગિરિરાજ સોનેરી મુકુટ પહેરીને ઊભા હતા. મંદ સમીર આનંદમય લહેરોથી એવો લહેરાઇ રહ્યો હતો કે જાણે અગણિત અપ્સરાઓ આભૂષણોથી ઝગમગતી નૃત્ય કરી રહી છે. લહેરોની સાથે ફૂલડાળો નાનાં બાળકોની જેમ હિંચી રહી હતી. ફુવારાઓમાં સફેદ હંસો સંતાકૂકડી રમતા હતા. મેં ગુફા આગળ જોયું તો એક વિશાળ મહાલય ગગનની સાથે વાતો કરતો અચળ ઊભો હતો. સામે એક ગગનચુંબી મંદિર હતું. મને આ પરિવર્તન જોઇને આશ્ચર્ય થયું. મુખદ્વાર પર જઇને જોયું તો ચોપદારો મખમલના ડગલા પહેરી ઊભા હતા. મેં પૂછ્યું: "ભાઇ ! આ કોનો મહેલ છે ?"

ચોપદારે કહ્યું: "અર્જુનનગરની મહારાણીનો."

મેં પૂછ્યું: "આ નવીન બંધાયો છે?"

ચોપદારે વિનયથી કહ્યું: "હા, આપ કોણ છો?"

મેં કહ્યું: "હું એક પરદેશી યાત્રી છું, અને મહારાણીને મારે મળવું છે."

ચોપદારે કહ્યું: "આપનું નામ શું અને આપ કયાંથી આવો છો?"

મેં કહ્યું: "તમે એટલું જ કહો કે યુરોપથી એક યાત્રી આવ્યો છે અને આપનાં દર્શન ઇચ્છે છે."

ચોપદારે આવીને કહ્યું: "પધારો."

અંદર જઇને જોયું તો એવી ભવ્ય રચના કે તાજમહેલ એની આગળ કંઇ જ નહિ. નીચેની બિછાત ઉપર આપણને પગ મૂકતાં સંકોચ થાય એટલી સુંદરતા અને સ્વચ્છતા હતી. અને દિવાલો ઉપર સુંદર સુંદર ચિત્રો હતાં. મને એક વિશાળ ઓરડામાં લઈ જવામાં આવ્યો. એ ઓરડાની રચના અને વૈભવ જોઇને હું તો દંગ જ થઇ ગયો. યુરોપનાં રાજભવનો એની આગળ વિસાતમાં ન હતાં. એટલામાં એક કદાવર બાંધાનો રૂપવાન પુરુષ અંદર આવ્યો. એના મુખ પર કાન્તિ અને પ્રતિભા ઓપતાં અને આંખોમાં ગર્વ હતો. એના કાળા ભમ્મર વાંકડીઆ વાળ, ભાલાની અણી જેવું નાક એ બધું એની કઠોરતાને નમ્ર બનાવી દેતું. વિનયપૂર્ણ વીરતાની એ ભવ્ય મૂર્તિ હતી. એણે મારી તરફ જોઇને કહ્યું: "આપ મને ઓળખો છો?"

હું તો શું બોલું? પણ ધીરે રહીને ઉત્તર વાળ્યો: "જી, ના. હું કોઈ દિવસ આપને મળ્યો નથી."

એટલામાં એમણે જ કહ્યું: "મારું નામ શેરસિંહ."

હું તો અવાક્ બની ગયો. એમણે કહ્યું: "કેમ આમ સૂનમૂન બની ગયા? તમે જોએલો ત્યારે હું પશુ હતો, આજે મનુષ્ય છું."

મેં કહ્યું: "મારા આપને અનેક ધન્યવાદ હો પરંતુ આપની આજ્ઞા હોય તો એક પ્રશ્ન પૂછું. પણ મને ભય છે કે કદાચ તમને આઘાત થશે."

"કંઈ નહિ, એવી શંકા ન કરશો." એમણે કહ્યું.

મેં પૂછ્યું: "વિદ્યાધરીના ભ્રમમાં કંઈ સાર હતો?"

શેરસિંહે હસીને કહ્યું: "જરૂર હતો. જે વખતે મેં એનું કાંડું પકડ્યું તે વખતે આવેશથી મારું શરીર કંપી ઊઠ્યું હતું. વિદ્યાધરીના એ અનુગ્રહને હું જીવન સુધી નહિ વીસરું. પરંતુ આટલા પ્રાયશ્ચિત્ત પછી પણ મને હજી શાંતિ નથી થઇ. સંસારની કોઇ પણ વસ્તુ અચળ નથી, પણ પાપનું કલંક અમર છે. યશ અને કીર્તિ કાલાન્તરે મટી જાય છે, પણ પાપનો ડાઘ નથી ભુંસાતો. કોઇ તપશ્ચર્યા, કોઈ પણ પ્રાયશ્ચિત્ત કે દંડ એ પાપ નથી ધોઇ શકતાં. પતિતોદ્ધારની કથાઓ અને તોબાહ કરીને કે પ્રાયશ્ચિત્ત કરીને પાપથી મુક્ત થઇ જવાની વાતો તો સંસારના પાખંડી ધર્માવલંબીઓની જૂઠી કલ્પનાઓ છે."

અમે વાતો કરતા હતા ત્યાં મહારાણી પ્રેમવદા આવી પહોંચ્યાં. મને આજે જ અનુભવ થયો કે સૌન્દર્યમાં પ્રકાશ છે. એ સત્ય મેં આજે અનુભવ્યું. જ્યારે મેં એમને જોયાં ત્યારે મને થએલું કે ઇશ્વરના કલાનૈપુણ્યની આ પરાકાષ્ઠા છે. પરંતુ આજે ખાતરી થઇ કે એ તો આભાસ હતો. પ્રેમવદાએ હસીને કહ્યું: "સ્વદેશમાં અમે તમને સાંભર્યા હતાં?" હું ચિત્રકાર હોત તો એના અંગે અંગનાં ચિત્રો લઇ પ્રાચીન કલાધરોને ય છક કરી નાખત. એના મુખમાંથી આ પ્રશ્ન સાંભળવા હું તૈયાર ન હતો.

શું જવાબ આપવો એ મને સૂઝતું નહિ. મારી દબાયલી જબાને ઉત્તર વાળ્યો: "શું હું માણસ નથી?"

૮

ત્રણ દિવસ વીતી ગયા. આ ત્રણ દિવસમાં સમજાયું કે પૂર્વને આતિથ્યસેવી કેમ કહે છે. યુરોપનો કોઇ બીજો માણસ જે અહીંની સંસ્કૃતિ અને સભ્યતાથી પરિચિત ન હોય તે તો આ સ્વાગતથી આભો જ બની જાય.

ચોથે દિવસે મારી આજીજીથી રાણી પ્રેમવદાએ એમની બાકીની આત્મકથા કહેવા માંડી:—

મારી રિસાયતનો કાર્યભાર શ્રીધર પંડિતને સોંપ્યા પછી એમણે જે કુનેહ અને દૂરદર્શિતાથી તેને ચલાવ્યો તેનાં શાં વખાણ કરું? એવું તો તેં નહિ જ જોયું હોય કે એક પંડિત કે જેમનું આખું જીવન અધ્યયન અને ઉપદેશમાં ગયું હોય તે માણસ એક રાજપુરુષને શરમાવે એવી રીતે રાજ્યનો વહીવટ સંભાળે. પરંતુ બીરબલની એ આવડત પંડિતજીમાં હતી. આજે આ એક સુખી નગર છે. શાસનનો કોઇ એવો ભાગ નથી જ્યાં એમની સૂક્ષ્મ દૃષ્ટિ નથી પડી.

થોડા જ દિવસમાં એમના સુશીલ સ્વભાવ ઉપર લોકો મુગ્ધ થઇ ગયા, અને રાજા રણધીરસિંહે પણ એમના ઉપર કૃપાદૃષ્ટિ રાખવા માંડી. પંડિતજી પહેલાં તો નગર બહાર એક મંદિરમાં રહેતા હતા, પણ રાજા સાહેબના આગ્રહથી તેઓ રાજમહેલમાં રહેવા આવ્યા. હવે બન્ને વચ્ચે મૈત્રીની ગાંઠ એવી મજબૂત બની ગઈ કે માનહાનિ ભુલાઇ ગઇ. રાજા સાહેબ પંડિતજી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરતા અને ઘણોખરો વખત પંડિતજીના મહેલમાં જ

ગાળતા. આ આકર્ષણ સ્નેહ કે મિત્રતાનું ન હતું, પણ સૌન્દર્યનું હતું. મને પહેલાંથી જ જો ખબર હોત કે રણધીરની આ મૈત્રીમાં કુટિલતા ભરી છે તો એનો અંત જેટલો ખેદજનક આવ્યો એવો ન આવત. વિદ્યાધરી પર રણધીરસિંહ મુગ્ધ બની ગયા હતા. રાજા સાહેબ સંયમી અને ચારિત્ર્યવાન હતા, પણ જે સૌન્દર્યે મારા દેવપુરુષનું ચારિત્ર્ય કલંકિત કર્યું એ શું ન કરે?

બીચારી ભોળી વિદ્યાધરી મનોવિકારોની આ કુટિલતાથી બેખબર હતી. શિકારીએ બિછાવેલી જાળને જેમ લીલી દ્રાક્ષ માનીને હરણ દોડી જાય છે, એ પ્રમાણે વિદ્યાધરીનું થયું. એનું ચંચળ મન એને અંધકાર તરફ ઘસડી ગયું. રાજા સાહેબનું પાન વિદ્યાધરી પોતે તૈયાર કરતી અને પૂજાનું ચંદન પણ પોતે જ ઘસી આપતી. રાણીજીની સાથે પણ એને સહીપણાં થઇ ગયાં હતાં. રાણી એક ક્ષણને માટે પણ વિદ્યાધરીનો વિયોગ સહન કરી શકતી ન હતી. બાગમાં ફરવા પણ બન્ને સાથે જ જતી, હિંચકે પણ સાથે જ ઝૂલતી અને શેતરંજ પણ સાથે જ રમતી. પરસ્પર શણગાર સજતી અને સજાવતી. રાણીના હૃદયમાં એક વખત જે સ્થાન મારું હતું તે હવે વિદ્યાધરીનું હતું. એ બીચારીને શું ખબર કે એ જ્યારે બાગમાં ફરે છે ત્યારે કુવાસના એના પગના તળિયા નીચે આંખો પાથરે છે; જ્યારે હિંચકે બેસે છે ત્યારે આડમાં સંતાઇ રહીને એનો વેગ વધારે છે; એક સરળ હૃદય માટે ચારે તરફથી વ્યૂહચક્ર રચાતું હતું.

આમ એક વર્ષ વીતી ગયું. રાજા સાહેબનો સહવાસ દિવસે દિવસે વધતો ગયો. ગુરુ પોતાના બુદ્ધિમાન અને તેજસ્વી શિષ્યને જેવા સ્નેહથી ચહાય એવા સ્નેહથી પંડિતજી રાજા સાહેબને ચહાતા. પછી તો મેં જોયું કે રાજા સાહેબનો આઠે પહોરનો વાસ પંડિતજીના કાર્યમાં ખલેલ પહોંચાડે છે એટલે મેં પંડિતજીને

કહ્યું: "આપને હરકત ન હોય તો આપ ગામડાંઓનો પ્રવાસ શરૂ કરો અને પ્રજા ખેડૂતએન્કો ઉઘાડવા માટે કેટલી અને કેવી સહાય કરવા તયાર છે તે તપાસી આવો." પંડિતજીના મનની વાત તો હું નહોતી જાણતી, પણ તેમણે એ એકદમ સ્વીકારી લીધું અને બીજે જ દિવસે પ્રભાતમાં ચાલી નીકળ્યા. પરંતુ આશ્ચર્ય એ હતું કે આ વખતે વિદ્યાધરી સાથે ન ગઇ. બાકી તો પંડિતજી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં વિદ્યાધરી પડછાયાની જેમ સાથે જ હોય. પંડિતજી ઘણું સમજાવતા પણ એ પીછો જ ન છોડતી. પણ આ વખતે કોણ જાણે કેમ સાથે ન ગઈ. પહેલાં એનું પતિવ્રત એક વૃક્ષ હતું, જે એની પ્રેમક્યારીમાં એકલું ઊભું હતું. પરંતુ હવે એ જ ક્યારીમાં બીજી મૈત્રીની હરિયાળી ઊગી નીકળી હતી, જેનું પોષણ પણ એ જ પાણીથી થતું હતું.

૯

છ મહિના વીતી ગયા પણ પંડિતજી પાછા ન ફર્યા. પહાડના શિખર પર પથરાયેલા બરફની નદીઓ વહેવા માંડી, ફૂલોની મહેક સમીરને સુગંધિત બનાવવા લાગી, ચંદ્રમાનાં કિરણો ફૂલોની સુવાસ લેવા લાગ્યાં અને પહાડનાં પક્ષીઓ પોતાની વાર્ષિક યાત્રા પૂરી કરીને સ્વદેશ પાછાં ફર્યાં, પણ પંડિતજી રિયાસતનાં કામોમાં એટલા ગુંચવાઇ ગયા કે મારા પત્ર ઉપર પત્ર છતાં પણ એ ન આવી શક્યા. વિદ્યાધરીએ પણ ખૂબ જ પત્રો લખ્યા, પણ ઉત્તર જ ન મળે. મને આશ્ચર્ય થયું કે જે માણસ વિદ્યાધરીનો એક પળનો પણ વિયોગ સહન ન કરી શકે તે આટલી બધી ઉદાસીનતા કેમ દાખવે છે! વિદ્યાધરી પત્રમાં ઘણાં મનામણાં કરતી, સ્નેહાળ શબ્દો લખતી અને વીનવતી, પણ એ સર્વ નકામું હતું. વિદ્યાધરીને આટલી

વ્યાકુળતા, ચિંતા અને ઉદ્વિગ્નતા થતી, પણ એને એમ ન થતું કે ચાલ, હું જ એમની પાસે જાઉં.

ઋતુ મનોહર હતી. માનસરોવરમાં યૌવનની અભિલાષાઓ જેવાં કમળ ખીલ્યાં હતાં. રાજા રણધીરની પચ્ચીસમી જયંતિ આવતી હતી. આખાય નગરમાં આનંદોત્સવની તૈયારીઓ થતી હતી. ગૃહિણીઓ પોતાનાં આંગણાંઓ સજાવતી હતી, ચત્રની પૂર્ણિમા હતી; પરંતુ દીવાઓના ઝગમગાટે જ્યોત્સ્નાને મ્હાત કરી નાખી હતી. મેં રાજાસાહેબને ભેટ આપવા એક રત્નજડિત તરવાર મંગાવી રાખી હતી. દરબારના જાગીરદારોએ પણ વિવિધ પ્રકારની ભેટો આણી મૂકી હતી. મેં વિદ્યાધરીને ત્યાં જઇને જોયું તો એ એક ફૂલહાર ગુંથતી હતી. હું મિનિટો સુધી ઊભી રહી, પણ એને ભાન ન હતું એટલી તલ્લીન હતી. મેં ધીરેથી કહ્યું: "બહેન !" વિદ્યાધરી ચોંકી ઊઠી અને હારને સંતાડતાં લજ્જિત થઈ બોલી: "બહેન, તું કેટલી વારથી ઊભી છે ?" મેં કહ્યું: "ઘણી વાર થઇ."

વિદ્યાધરીના ચહેરાનો રંગ ફિક્કો પડી ગયો, આંખો પડી ગઇ અને તે ગભરાઇ ગઇ. તેણે સ્વસ્થ થતાં કહ્યું: "બહેન, આ હાર મેં ઠાકોરજી માટે ગુંથ્યો છે." એ વખતે એના ગભરાટનો પાર ન હતો. હું આ ભેદ ન સમજી કે ભગવાનને માટે હાર ગુંથવો એમાં વળી આટલો બધો સંકોચ શાનો ? એમાં એનું કલાનૈપુણ્ય અપૂર્વ હતું. બીજે દિવસે મેં જોયું તો એ હાર રણધીરસિંહને ભેટ અપાયો હતો.

એ અતિશય સુંદર વસ્તુ હતી. વિદ્યાધરીએ પોતાનું ચાતુર્ય એમાં જ વાપર્યું હતું. રાજાજીને ભેટ આવેલી વસ્તુઓમાં આ શ્રેષ્ઠ વસ્તુ હતી. એ બ્રાહ્મણ હતી, રાજા સાહેબની ગુરુમાતા હતી.

એની આ ભેટ શોભાભરી હતી, પણ મારાથી એ વાત એણે કેમ છુપાવી? એનો મને ખૂબ અચંબો અને દુઃખ થયાં.

મને આખી રાત ઊંઘ ન આવી. આ રહસ્યે વિદ્યાધરીનું સ્થાન મારા હૃદયમાંથી સરી પડયું. મારી આંખ મળી ગઇ ને મેં સ્વપ્ન જોયું: "એક સુંદર પુષ્પ છે પણ સુગંધ વિનાનું."

## ૧૦

રાજા રણધીરસિંહજીની ઉદારતાએ પ્રજાને ન્યાલ કરી દીધી. જાગીરદારો અને અમલદારોને અમૂલ્ય ભેટસોગાદો મળી. કોઇને ઘોડા તો કોઇને હાથી. મને પણ ભગવદ્ગીતાની એક સુંદર પ્રત મખમલની પેટીમાં ભેટ મળી. વિદ્યાધરીને એક અમૂલ્ય કંગન ભેટ મળ્યું. દિલ્હીના એક નિપુણ કારીગરે પોતાની કલા એમાં મૂર્તિમંત કરી હતી. વિદ્યાધરીને આજ સુધી આભૂષણોથી પ્રેમ ન હતો. આજ સુધી સાદાઇ એ જ એનું આભૂષણ હતું. પવિત્રતા જ એનો શણગાર હતી. પરંતુ કંગન પર એ મોહી પડી.

અષાઢ મહિનો આવ્યો. ઘટાઓ ઝૂલવા માંડી. પંડિતજીને ઘરની યાદ આવી. પત્ર લખ્યો: "હું આવું છું." વિદ્યાધરીએ ભવન શણગાર્યું અને પોતે પણ શણગાર સજવા માંડયા. એનાં વસ્ત્રોમાં ચંદનની સુવાસ મ્હેકી રહી હતી. એણે પેલું કંગન કાઢયું અને વિચારવા લાગી કે પહેરું કે ન પહેરું. નિશ્ચય કર્યો: નથી પહેરવું.

અકસ્માત્ દાસીએ આવીને કહ્યું: "પંડિતજી પધાર્યા." આ સાંભળીને વિદ્યાધરી ઝબકી ઊઠી. પતિદર્શનની ઉત્સુકતા એને દ્વાર તરફ ન લઇ ગઇ. એણે સ્ફૂર્તિથી પેટી ઉઘાડીને કંગન પહેર્યું અને આરસામાં રૂપ જોઇ લીધું.

આ બાજુ પંડિતજી પ્રેમીની જેમ ઉત્સુક હૃદયે બહારથી આંગણામાં, આંગણામાંથી ભવનમાં અને ભવનમાંથી છેક વિદ્યાધરીના ખંડમાં આવી પહોંચ્યા. વિદ્યાધરીએ ચરણસ્પર્શ કર્યો. પંડિતજી એના શણગાર જોઇ સ્તબ્ધ બની ગયા. એકાએક દૃષ્ટિ પેલા કંગન પર પડી. રાજા રણધીરસિંહજીની સોબતથી એમને હીરાની પારખ હતી. કંગનમાં જડેલા હીરાની કિંમત લાખલાખ રૂપિયા હતી. એમણે ચકિત થઇને પૂછયું: " આ કંગન ક્યાંથી ? "

વિદ્યાધરીએ ઉત્તર વિચારી રાખ્યો જ હતો: " રાણી પ્રેમવદાએ આપ્યું છે." જીવનમાં આ પહેલો જ અવસર હતો કે વિદ્યાધરીએ એના પતિદેવ સાથે કપટ કર્યું. જ્યારે હૃદય ભ્રષ્ટ હોય છે, ત્યારે મુખમાંથી સત્ય નથી નીકળતું.

## ૧૧

એક સપ્તાહ વીતી ગયું. વિદ્યાધરીના ચિત્તની શાંતિ અને પ્રસન્નતા અલોપ થઇ ગવાં. " રાણી પ્રેમવદાએ આપ્યું છે " એ શબ્દો એના કાનમાં પ્રતિક્ષણ ગુંજ્યા કરતા. એને પોતાની જાત ઉપર ધિક્કાર છૂટતો કે શા ખાતર મેં પતિદેવ સાથે કપટ કર્યું ! ઘણુંખરું તો એ રડયા જ કરતી. એક દિવસે એને વિચાર આવ્યો કે પતિદેવ પાસે જઇને શા માટે આ વૃત્તાંત ન કહું ? શું મને એ ક્ષમા નહિ કરે ? આમ વિચારીને એ ઊઠી, પણ પંડિતજી પાસે જતાં એની જબાન બંધ થઇ ગઇ. પાછી પોતાના ઓરડામાં આવી અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડયું.

વિદ્યાધરીએ રાણી સાથે બાગમાં ફરવા જવાનું છોડી દીધું. ચોપાટ અને શેતરંજ હતાં ત્યાં જ પડી રહ્યાં. આખો દિવસ રડવા સિવાય એને કંઈ સૂઝતું જ નહિ. કાળાં વસ્ત્ર ઉપર કાળો ડાઘ છુપાઇ શકે,

પરંતુ ઊજળા કપડા ઉપર કાળાશનું એક ટપકું પણ પોતાનું પોત બતાવી આપે છે. એને થયું કે આ કંગને મારું સુખ હણી લીધું છે. નાગ સુંદર હોય છે પણ તે વિષધર હોય છે. વિદ્યાધરીને મન કંગન નાગ સમાન થઇ પડયું. વિષભરી વેદનાથી એનો અંતરાત્મા અકળાઇ ઊઠયો. અચાનક જ ગુસ્સો કરીને ઊઠી, ને ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં. ઓરડામાં કોલસાનો ઢગલો કરીને એમાં દેવતા ચેતાવ્યો. ચારે તરફનાં બારણાં બંધ કરી દીધાં અને જે કંગને એના જીવનમાંથી સુખ અને જંપ હણી લીધાં હતાં તેને પેટીમાંથી કાઢીને અગ્નિમાં નાખી દીધું. જે કંગનને પ્રાણથી પ્યારું ગણી મખમલની પેટીમાં રાખતી હતી તેને એટલી જ નિર્દયતાપૂર્વક બાળી નાખ્યું.

વિદ્યાધરી ઠરતા અગ્નિની પીળી આંચ નીરખી રહી હતી. એટલામાં પંડિતજીએ દ્વાર ખખડાવ્યું. વિદ્યાધરીને તો કાપો તો ખૂન ન નીકળે. એણે દ્વાર ઉઘાડયું અને પડેલે મોઢે ઊભી રહી. પંડિતજીએ આખાય ઓરડામાં જોયું, પણ કંઇ સમજ ન પડી. વિદ્યાધરીને પૂછયું, પણ એ તો વણબોલી જ ઊભી રહી. પંડિતજીએ એક નાની લાકડીથી દેવતા સંકોર્યો તો અંદરથી પેલું કંગન નીકળ્યું. એનું સમૂળું રૂપાન્તર થઇ ગયું હતું. એ ચમક, એ રંગ, એ આકાર કંઇ જ ન હતું. પંડિતજી મૂંઝવણમાં બોલ્યા: "વિદ્યાધરી! તારી બુદ્ધિ કયાં ગઇ છે?"

વિદ્યાધરી: "ભ્રષ્ટ થઇ ગઇ છે."

પંડિતજી: "આ કંગને તારું શું બગાડયું હતું?"

વિદ્યાધરી: "એણે મારા અંતરમાં આગ લગાવી હતી."

પંડિતજી: આ અમૂલ્ય વસ્તુ માટીમાં મળી ગઇ."

વિદ્યાધરી: "એણે એનાથીય અમૂલ્ય વસ્તુનું સર્વનાશ કર્યું છે."

પંડિતજી: "તારું માથું તો નથી ભમી ગયું ને?"

વિદ્યાધરીઃ તમારું અનુમાન સત્ય છે."

પંડિતજીએ વિદ્યાધરીની સામે ફાટી આંખોએ જોયું. એની આંખો તો નીચે જ નમેલી હતી. પંડિતજીએ કઠોર સ્વરે પૂછ્યુંઃ "વિદ્યાધરી, કહે આ બધું શું છે?" વિદ્યાધરીથી ન કહેવાયું. પંડિતજીની સામે જોતાં જ તેની આંખમાંથી આંસુ ટપક્યાં અને ધબાક દઈને નીચે ઢળી પડી.

## ૧૨

એને ભાન આવ્યું ત્યારે પંડિતજીને એણે ન દીઠા. બહાવરી બનીને બહાર આવી, આખું ઘર શોધી વળી; પણ પંડિતજીનો ક્યાંય પત્તો ન હતો. નોકરોને પૂછ્યું ત્યારે ખબર મળી કે એ તો જ્ઞાનસાગર તરફ ગયા છે. વિદ્યાધરી પાણીની પેઠે રાહ જોતી ઊભી રહી. દિવસ ચઢયો, સૂરજ માથે આવ્યો, બપોર થયા, સંધ્યા નમી, ચકલીઓ ચીં ચીં કરતી પોતાને સ્થાને વળી, રાત પડી, તોય પંડિતજી ન આવ્યા. મધરાતની સનસનાટી બોલતી હતી ત્યાં ઘોડાનો પગરવ સંભળાયો. ભરેલે હૈયે બહાર આવી તો એકલો સવાર વિનાનો ઘોડો હતો. એ તો અવાક્ બની ગઈ. પંડિતજી વિના ઘોડો એકલો કેમ આવ્યો? એને કંઈ કંઈ કુશંકાઓ ગઈ. આત્મઘાત કર્યો હશે કે સંન્યાસ લેવા ગયા હશે? આખી રાત રડતાં રડતાં કાઢી.

સૂર્યનો તાપ જેમ પાણી શોષી લે છે, તેમ શોકના તાપે વિદ્યાધરીનું લોહી શોષાઈ ગયું. મુખમાંથી આહ અને આંખોમાંથી ઊનાં આંસુ નીકળ્યાં. ભોજન ભાવતું ન હતું. જીવન પર ધિક્કાર વછૂટયો હતો, આવી અવસ્થામાં એક દિવસ રાજા તેને સાંત્વન આપવા પધાર્યા. એને જોતાં જ વિદ્યાધરીની આંખોમાં લોહી ચઢી આવ્યું. ક્રોધથી

એના હોઠ કંપી રહ્યા. છંછેડાયલી નાગણની જેમ સફાળી ઊઠી અને કઠોર સ્વરે બોલી: "પાપી, તારા આ પ્રકટાવેલા અગ્નિમાં હું બળી રહી છું. મારામાં જો કંઇ સત્ હશે તો આનાં કડવાં ફળ તને જરૂર મળશે." આ તીર જેવાં વાકયો રાજાના હૃદયમાં ભોંકાઇ ગયાં. મુખમાંથી એક શબ્દ ન નીકળ્યો. કાળથી ન ડરે એ રજપૂત નારીની લાલ આંખો જોઇ કંપી ઊઠયો.

એક વર્ષ વીતી ગયું. હિમાલય પર મનોહર હરિયાળી પથરાઇ ગઇ. ફૂલોએ પર્વતની ગોદમાં પોતાનાં ગેલ શરૂ કર્યાં. આ ઋતુ વીતીને જળસ્થળોએ બરફની સફેદ ચાદર ઓઢી લીધી. જલપક્ષીઓની હારમાળાએ મેદાનો તરફ ઊડવા માંડયું. આ મોસમ પણ વીતી ગઇ. પાછાં નદીનાળાં સ્વચ્છ જળથી ખળખળ વહેવા માંડયાં. ચંદ્રમાની નિર્મળ જ્યોતિ ત્રાનસરોવરમાં ચમકવા માંડી, પણ શ્રીધર પંડિતનો હજી કંઇ પત્તો ન હતો. વિદ્યાધરીએ રાજભવન ત્યાગી એક નાનાશા મંદિરમાં વસવાટ કર્યો હતો. એ દુઃખિયારીની દશા બહુ કરુણ હતી. એને જોઇને હું રડી ઊઠતી કારણ એ મારી જીવનસખી હતી. એનું અપાર દુઃખ જોઇને હું મારું દુઃખ ભૂલી ગઇ. એક વખત એવો ય હતો કે એના સતીત્વના પ્રભાવે માનવી પશુ બની ગયો હતો. અને આજે એ પણ દિવસ છે કે એના પતિએ એનો ત્યાગ કર્યો છે. કોઇ સ્ત્રીને માટે આથી વધારે પ્રાણઘાતક આઘાત નથી. એની તપશ્ચર્યાએ જેને માટે મારા હૃદયમાં સન્માન જગાવ્યું એને સાંત્વના આપતાં હું સંકોચાતી. કારણ એ એમ સમજે કે હું બદલો લઉં છું. કેટલાય મહિનાઓ પછી જ્યારે એણે પોતે પોતાનો હૃદયભાર હલકો કર્યો ત્યારે મને ખબર પડી કે આ રણધીરસિંહના વાવેલા કાંટા હતા. એની જ પ્રેરણાથી રાણીએ એને પંડિતજીની સાથે જતાં રોકી, રાણીની સંગતે જ એને વિલાસ માણવાની વૃત્તિ જાગી, રંગરાગ માણવાના

મનોરથ ઊગ્યા. વિદ્યાધરીનું પતિવ્રત આદર્શ હતું. એટલે આ વિચળતાએ એના હૃદયમાં ખૂબ વેદના કરી. હું એમ નથી કહેતી કે વિદ્યાધરી પથ ચૂકી. કોઇના ભરમાવ્યાથી કે પોતાના ભોળપણથી એણે કર્તવ્યનો સીધો માર્ગ છોડયો, પણ પાપકલ્પના તો એનાથી સેંકડો ગાઉ દૂર હતી.

ભાઇ ! પછી મેં શ્રીધર પંડિતની શોધ આદરી. હું એમની મનોદશાથી પરિચિત હતી. એઓ શ્રીરામચંદ્રના ભક્ત હતા. અયોધ્યાની પવિત્ર ભૂમિ અને સરયૂ નદીના રમણીય દશ્યો એમના જીવનનાં શુભ સ્વપ્નો હતાં. મને થયું કે એમણે અયોધ્યાનો રસ્તો તો નહિ લીધો હોય ! કદાચ મને એમની ભાળ મળી જાય અને હું વિદ્યાધરીને મેળવી આપું તો મારું જીવ્યું સફળ થાય. મને લાગ્યું કે આ વિરહિણીએ ખૂબ દુઃખ ભોગવ્યું, હવેય ભગવાન દયા નહિ કરે ? એક દિવસ શેરસિંહની રજા લઇને પાંચ વિશ્વાસુ માણસો સાથે હું અયોધ્યા ચાલી નીકળી. વીસમે દિવસે હું અયોધ્યા પહોંચી. એક ધર્મશાળામાં મુકામ કરી નાહી–ધોઈ રામચંદ્રજીના દર્શને ચાલી. મંદિરમાં પહોંચી ત્યાં જ પંડિતજીની સૌમ્યમૂર્તિનાં દર્શન થયાં. એક ઊંચા આસન પર બેસીને હજારો નરનારીઓને રામાયણ સંભળાવતા હતા.

પંડિતજીની દૃષ્ટિ મારા પર પડી હતી. માણસોના વીખરાયા પછી હું એમની પાસે ગઇ. પ્રેમપૂર્વક એમણે મારું સન્માન કર્યું. આખા મંદિરમાં અમે સાથે ફર્યા. હું ઉતારે પાછી આવી ત્યાં પંડિતજી પણ સાથે પધાર્યા. અમે નિરાંતે બેઠાં ત્યારે મેં કહ્યું: “ પંડિતજી, તમે તો અમારો સમુળગો સંબંધ જ ત્યાગી દીધો. ”

પંડિતજીએ દુઃખી થઇને કહ્યું : “ વિધાતાની એવી જ ઇચ્છા હશે. હવે તો ભગવાન રામચંદ્રને શરણે આવ્યો છું, અને બાકીનું જીવન એમની જ સેવામાં વીતશે. ”

મેં કહ્યું : " આપ તો એમની શરણમાં આવ્યા, પણ પેલી અબળા વિદ્યાધરીને કોને શરણે મૂકી છે ? "

પંડિતજી : " તમારા મુખમાં આ શબ્દો શોભતા નથી."

મેં કહ્યું : " વિદ્યાધરીને માટે હું ખુશામત નથી કરતી. જો આપે એના સતીત્વ પર સંદેહ કર્યો હોય તો તમે એક ભયાનક પાપ કર્યું છે. આપની આ ભક્તિ પણ એનું નિવારણ નહિ કરી શકે. તમને ખબર નહિ હોય પણ તમારા વિયોગમાં આજે એની દશા કરુણ થઇ રહી છે."

પંડિતજીએ એવા ભાવો કર્યા કે જાણે એમનો એ અંતિમ નિર્ણય હતો; પણ હું એમ સહેલાઇથી જવા દઉં એવી ન હતી. મેં એમને બધી સવિસ્તર કથા સંભળાવી. સત્ય અને ન્યાયે મારો પક્ષ કર્યો. મને વિજય મળ્યો. પંડિતજી મારી સાથે આવવા તત્પર થયા.

## ૧૩

અહીં આવીને હું શેરસિંહને અહીં જ મૂકીને પંડિતજી સાથે અર્જુનનગર ગઈ. મને લાગતું કે આજે પ્રણયની સુકાયલી મરુભૂમિ હરિયાળી બની જશે. પ્રેમની સુકાઈ ગયેલી નદીમાં ભરતી આવશે.

વિદ્યાધરીના દ્વાર પર પહોંચ્યા ત્યારે દિવસ ચઢયો હતો. પંડિતજી બહાર જ ઊભા રહ્યા. હું અંદર જઇને જોઉં છું તો વિદ્યાધરી પતિની પાવડીઓની પુજામાં મગ્ન હતી. સતીની આ અખંડ ભક્તિ જોઇને મારું હૃદય પુલકિત થયું. મેં દોડીને વિદ્યાધરીના ખોળામાં માથું મૂકી દીધું.

વિદ્યાધરીએ મને છાતી સરસી ચાંપી : " બહેન ! મને શરમાવો ના. તમને મળવા ખૂબ દિવસથી તલસતી હતી."

મેં કહ્યું : " હું અયોધ્યા ગઇ હતી. " હું જ્યારે કંઇ બહાર જતી ત્યારે વિદ્યાધરીને માટે કંઇ ભેટ જરૂર લાવતી. મને એ પ્રસંગ યાદ આવ્યો. મેં સજળ નયને કહ્યું : " તારે માટે હું એક ભેટ લાવી છું."

વિદ્યા: " જોઉં, શું છે ? "
હું: " તું સમજી જા જોઉં. "
વિદ્યા: " સોહાગની પેટી હશે."
હું: " એનાથી સુંદર ! "
વિદ્યા: " ઠાકોરજીની મૂર્તિ ? "
હું: " ના, એનાથી ય સુંદર ! "
વિદ્યા : " એનાથી પણ સુંદર ? "

વિદ્યાધરી પ્રબળ આવેશથી વ્યાકુળ થઇ ઊઠી. એને થયું કે દ્વાર પર જઇ પતિદેવનું સ્વાગત કરું, પણ નિર્બળતાએ એની અભિલાષા દાબી રાખી. ત્રણ વાર ઊભી થઇ અને ત્રણ વાર પછડાઈ પડી. એનું માથું મેં ખોળામાં લઈ લીધું અને હવા નાખવા લાગી. એનું હૃદય ધડકતું હતું અને પતિદર્શનનો આનંદ આંખમાંથી આંસુ બનીને બહાર વહેતો હતો.

પંડિતજી અંદર આવ્યા એટલે વિદ્યાધરી એમના ચરણમાં પડી, આંસુથી અભિષેક કર્યો.

ત્યાં થોભતું મને ઉચિત ન લાગ્યું. મેં કહ્યું : " બહેન, હું જાઉં છું. સાંજે પાછી આવીશ. " વિદ્યાધરીએ મારી સામે આંખો ફાડીને જોયું. આંખોમાં પૂતળીઓને ઠેકાણે હૃદય દેખાતું હતું. બન્ને આંખો આકાશ તરફ ફેરી અને કહ્યું: " બહેન ! ભગવાન તને આ યશનું ફળ આપો. "

## ૧૪

જ્ઞાનસાગર પર પહોંચી તો બપોર થઇ ગયા હતા. શુભ કામના મારાથી પહેલાં જ ત્યાં પહોંચી ગઇ હતી. મેં જોયું કે કોઇ પુરુષ ગુફામાંથી નીકળીને જ્ઞાનસાગર તરફ જાય છે. મને થયું અત્યારે અહીં કોણ હશે? પાસે આવીને જોયું તો હૃદય ઠેકાણે ન રહ્યું: મારા પ્રાણાધાર ! —મારા દેવ હતા. હું ચરણમાં પડવા જાઉં છું ત્યાં તો એમણે મને છાતી સરસી દાબી દીધી.

પૂરાં દશ વર્ષ પછી આ સુભાગી દિવસ ઊગ્યો હતો. મને એવું થયું કે જ્ઞાનસાગરનાં બધાં કમળ મારે કાજે ખીલ્યાં છે. ગિરિરાજે મારે માટે જ ફૂલોની સેજ બિછાવી છે. સમીર મારે માટે જ લહેરાય છે.

દશ વર્ષ પછી મારું વેરાન ઘર ફરી વસ્યું. ગએલા દિવસો પાછા ફર્યા. મારા આનંદનો પાર ન રહ્યો. પ્રાણાધારે પ્રેમ અને કરુણાથી ઉભરાતા સ્વરે કહ્યું: "પ્રેમવદા.........!"



# સ્ત્રી અને પુરુષ

વિપિન બાબુને મન સંસારમાં સૌથી શ્રેષ્ઠ વસ્તુ સ્ત્રી હતી. તે કવિ હતા અને તેમની કવિતાનો પ્રિય વિષય પણ સ્ત્રી જ હતો, હમેશાં સ્ત્રીઓનાં રૂપ, યૌવન વગેરે વર્ણવવામાં જ પોતાની શક્તિનો ઉપયોગ કરતા. એમની દૃષ્ટિએ સ્ત્રી સારાય સંસારમાં કોમળતા, માધુર્ય અને અલંકારની સજીવ પ્રતિમા હતી. સ્ત્રીનું નામ સાંભળતાં જ તેમની આંખો ચમકી ઊઠતી, કાન સતેજ થતા અને કોઈ સંગીતરસિક સુંદર ગાનમાં પોતાની જાતને ભૂલી જાય તેમ તેઓ સ્ત્રીવિષયમાં પોતાની જાતને ભૂલી જતા. ટૂંકામાં, તેમના સારાય જીવનનો આત્મા સ્ત્રી હતો. યૌવનમાં પ્રવેશ કર્યો ત્યારથી પોતાના હૃદયની અધિષ્ઠાત્રી દેવી વિશે રંગબેરંગી કલ્પનાઓ કરવા માંડી હતી. તે માનતા કે પોતે ઉષાની જેમ પ્રફુલ્લ, પુષ્પની જેમ કોમળ, સુવર્ણરંગી, વસંતરૂપા, કોકિલકંઠી કોઈ કિન્નરીને જ લાયક હતા. કલ્પનાફલક પર એ પ્રિય ઉપાસ્ય મૂર્તિનું ચિત્ર દોરી તેમણે તેનાં ગુણગાનની પ્રશસ્તિઓ રચી હતી. મિત્રો આગળ વાર્તાનો વિષય પણ એ જ હતો. એ રંગીન ખ્યાલો આચારમાં મૂર્ત કરવાનો સમય પાસે આવતો હતો. કૉલેજની છેલ્લી પરીક્ષા પૂરી થઈ ગઈ હતી અને વિપિનના વિવાહના સંદેશા પણ શરૂ થઈ ગયા હતા.

આખરે વિવાહ નક્કી થઈ ગયા. વિપિન બાબુએ જાતે કન્યા જોવાનો ઘણો આગ્રહ કર્યો, પરંતુ એમના મામાએ એમને ખાતરી આપી કે કન્યા ઘણી જ રૂપવતી છે, મેં એને મારી આંખે જોઈ

છે. એટલે વિપિન બાણુ ખુશ થઈ ગયા. ઠરેલે દિવસે ખૂબ ધામધૂમથી જાન કન્યાને ગામ પહોંચી. આભૂષણો તથા સુંદર વસ્ત્રોથી સુસજ્જિત કન્યાને લગ્નમંડપમાં પધરાવી: વિપિનની દૃષ્ટિ કન્યાના હાથ તથા પગ તરફ ગઇ. કેટલી સુંદર આંગળીઓ ! જાણે ધૃત દીપિકાનો સુંદર જ્યોતસમુચ્ચય ! અંગો પણ કેટલાં પ્રમાણસર અને સુગઠિત ! વિપિનનો આનંદ માતો ન હતો. બીજે દિવસે જાન વદાય થઇ. કન્યાનું શોભન મુખ જોવા માટે અધીરો વિપિન રસ્તામાં ભોઇઓએ હાથપગ ધોવા માટે પાલખી રોકી એટલે ધીરેથી વધૂ પાસે ગયો. પેલી તો પડદો દૂર કરી માથું પાલખીની બહાર કાઢી દૂર જોઈ રહી હતી. વિપિનની આંખ એના પર પડી. એના અંતરમાંથી ધૃણા, ક્રોધ અને નિરાશાની એક આહ નીકળી ગઇ. આટલાં વર્ષથી જેનું ચિંતન કરી રહ્યો હતો, જેની કલ્પિત પ્રતિમા પર કવિતાઓ ન્યોછાવર કરી રહ્યો હતો તે જ આ રમણી રત્ન? બેડોળ મોં, ચીબું નાક અને ફૂલેલા ગાલ એ જ સૌન્દર્યનાં લક્ષણો? શરીરનો રંગ ગોરો હતો પરંતુ એમાં યૌવનની લાલીને બદલે નબળાઇની ફિક્કાશ હતી. વિપિનને સમસ્ત જીવન ધૂળમાં રોળાતું લાગ્યું. એની આશાની મહેલાતોના ચૂરેચૂરા થઇ ગયા. ભલા ભગવાન ! આ રત્નને માટે તારી દૃષ્ટિએ હું જ સાંપડયો ? તને આખા જગતમાં બીજો કોઇ ન મળ્યો ? મામાએ કન્યાની ખૂબ તારીફ કરી હતી તેના પર એ ઘણો જ ધુંધવાયો, પરંતુ મામો તે વખતે ત્યાં હાજર ન હતો.

ભોઇઓએ ફરીથી પાલખી ઊઠાવી અને વિપિનનું વ્યથિત મન ચગડોળે ચઢયું. હું આ સ્ત્રી સાથે કેવી રીતે બોલીશ, કેવી રીતે રહીશ અને આખું જીવન કેમ વીતાવીશ ? એના તરફ જોતાં જ મને ધૃણા ઊપજે છે. જગતમાં આટલી કુરૂપ સ્ત્રી હશે એનો તો મને ખ્યાલ પણ ન હતો ! શું મોં બનાવ્યું છે ઇશ્વરે ? અને આંખો ? અને આ શરીરનો ફિક્કો રંગ ? ઊફ !

૨

વિપિનને મન હવે જીવન નરક સમાન હતું. ઘેર આવી તે પ્રથમ મામા સાથે લડયો, સસરાને એક સખત લાંબો કાગળ લખ્યો, માબાપ સાથે પણ તકરાર કરી; અને એથી પણ શાંતિ ન થઈ તેથી તેણે નાસી જવાનો વિચાર કર્યો. આશા પર એને દયા આવતી હતી. પોતાના મનમેં તે સમજાવતો કે એમાં એનો બીચારીનો શું દોષ? એણે તો મારી સાથે બળજબરાઇથી લગ્ન કર્યું નથી? પરંતુ આશાને જોતાં જ દિલમાં ધૃણા થતી હતી અને આશા તરફની લાગણીઓ ક્યાંય ચાલી જતી. પતિને રીઝવવા ખાતર આશા પોતાનાં સારાંમાં સારાં વસ્ત્રો પહેરતી, વિવિધ રીતે વાળ સમારતી, કલાકોના કલાક સુધી આયના સામે ઊભી રહી શૃંગાર સજતી; પરંતુ વિપિનને મન એ કાંઇ વિસાતમાં ન હતું. એને મનમાં ઘણુંય થતું કે કોઈ રીતે વિપિનને ખુશ કરું. પરંતુ એ તો એનાથી સદાય વિમુખ થઇને ફરતો હતો. કોઇ વખત અકસ્માત્ બન્ને ભેગાં થતાં તો વિપિન એવી તો તીખી સંભળાવતો કે તેની આગથી સળગી આશા આંસુ સારતી અને પોતાના ભાગ્ય પર શાપ વરસાવતી ત્યાંથી ચાલી જતી.

આનું સૌથી ખરાબ પરિણામ તો એ આવ્યું કે વિપિન ચારિત્રભ્રષ્ટ થવા લાગ્યો. પોતે પરણેલો છે એ વસ્તુ ભૂલી જવા માટે તે પ્રયત્ન કરતો. દિવસો સુધી આશા તેને જોવા પામતી નહિ. એના આવવાના અણસારા સાંભળી એને કેવળ જોવા ખાતર આશા ઝરૂખામાં આવતી અને જોતી તો ભાઈસાહેબ મિત્રોને ગળે હાથ નાખી સહેલ કરવા જતા હોય. આશાનું હૃદય ભેદવા આટલું બસ હતું.

એક દિવસ વિપિન જમતો હતો ત્યારે એણે પૂછવાની હિમ્મત

કરી: "કેમ, હવે તો તમારાં દર્શન પણ થતાં નથી ? મારે ખાતર ગૃહત્યાગ સ્વીકાર્યો છે ?"

વિપિને આડું જોઇ જવાબ આપ્યો: "ઘેર જ રહું છું ને ? આજકાલ નોકરી ખોળવામાં પડયો છું એટલે જરા વધુ દોડધામ કરવી પડે છે."

આશા: "કોઈ ડોકટર પાસે મારા ચહેરાનાં રૂપરંગ સુધરાવતા હો તો ? આજકાલ તો એવા ડોકટરો પણ ઘણા થયા છે."

વિપિન: "નાહક મને શું કામ ચીઢવે છે ? તને અહીં કોણે બોલાવી હતી ?"

આશા: "ના, ના, પણ કહો તો ખરા. મારા આ રોગની દવા કોણ કરશે ?"

વિપિન: "એની દવા છે જ નહિ. જે કામ ઇશ્વરથી ન થઈ શક્યું તે માનવી શું કરવાનો હતો ?"

આશા: "તો પછી આપ જ વિચારોને કે ઇશ્વરની ભૂલને માટે મને શા માટે શિક્ષા કરો છો ? સંસારમાં સ્વરૂપ કોને નથી ગમતું ? પરંતુ તમે કોઇ પુરુષને કેવળ બદસૂરતીને જ કારણે કુંવારો રહી ગયેલો જોયો ? રૂપહીન કન્યાઓ પણ ક્યાં માબાપને ઘેર પડી રહે છે ? કોઇ ને કોઇ રીતે તેમની પણ વ્યવસ્થા થઇ જાય છે. તેમના પતિ ભલે તેમના પર પ્રાણ પાથરતા ન હોય, પરંતુ દૂધમાં ડૂબેલી માખીની જેમ અવગણના તો નહિ જ કરતા હોય."

વિપિને ઉત્તેજિત થઇ કહ્યું: "નકામી માથું શાને ખાય છે ? મેં તને ક્યાં કશું કહ્યું છે ? હૃદય પર બળાત્કાર નથી થઇ શકતો.

તેમ તેના પર દલીલોની અસર પણ વ્યર્થ છે. હું તને કશું કહેતો નથી, છતાંય શા માટે મને સંતાપે છે?"

નિરાશા અને દુઃખની વિવિધ લાગણીઓ એકી સાથે અનુભવતી આશા ત્યાંથી ચાલી ગઇ. એને મન વસી ગયું કે વિપિનના અંતરમાં તેને માટે તસુભર પણ સ્થાન નથી.

૩

વિપિનનો અનિયમિત રીતે બહાર રખડવાનો કાર્યક્રમ પૂર્વવત્ ચાલુ જ રહ્યો. આ તરફ ચિંતા અને નિરાશાથી ચુસાતી આશા બિમાર પડી હતી. સેવા કરવાની તો દૂર રહી પરંતુ વિપિન ભૂલેચૂકે પણ તેના તરફ દૃષ્ટિ કરતો નહિ. એને તો મનમાં એમ જ થતું હતું કે આશાનું મૃત્યુ થાય તો ગળેથી લપ છૂટે અને પોતે ફરીથી મનપસંદ કન્યા સાથે લગ્ન કરી શકે.

હવે તો એણે વાસનાઓની લગામ વધુ છૂટી મૂકી. પહેલાં તો આશાની હાજરીથી એને મનમાં રહેતું કે પોતાનાં કાર્યો પર કોઈ જોનાર છે; હવે તો તે પણ ન હતું. કુવાસનાઓમાં તે એટલો લીન થઇ ગયો કે રાતદિન તે વેશ્યાઓને ત્યાં જ પડી રહેવા લાગ્યો. વિષયભોગમાં કેવળ ધનનો જ સર્વનાશ થતો નથી, એથી કેટલાયગણો નાશ બુદ્ધિ અને બળનો પણ થાય છે. વિપિનનો ચહેરો પીળો પડવા લાગ્યો, દેહ ક્ષીણ થતો ગયો, હાડકાં-પાંસળાં બહાર દેખાવા લાગ્યાં, આંખો ઊંડી ઊતરતી ગઇ. સારા દેખાવા માટે હવે તે પહેલાંના કરતાં વધુ કાળજીપૂર્વક દરરોજ વાળમાં તેલ નાખતો, ટાપટીપથી કપડાં પહેરતો, સીનો અક્કડ રાખી ચાલવા પ્રયત્ન કરતો; પરંતુ તેના મુખ પર કાન્તિ ન હતી. બાહ્ય રંગરોગાનથી શું વળે?

એક દિવસ આશા બહાર પરશાળમાં પાટ પર સૂતી હતી. વિપિનને તેણે કેટલાય દિવસ થયાં જોયો ન હતો. તેને જોવાની એને પ્રબળ ઇચ્છા થઇ. એના બોલાવવાથી આવતો ન હતો છતાં તે મનને રોકી શકી નહિ, અને તેણે બોલાવવા મોકલ્યું. વિપિનને પણ એના પર દયા આવી. તે આશા આગળ આવી ઊભો. આશા તેનો દેખાવ જોઇ કંપી ઊઠી. વિપિનના દેખાવમાં આશાના સૌભાગ્યનો સર્વનાશ વંચાતો હતો. તે જેમ તેમ બોલીઃ "તમે આટલા બધા બિમાર છો? તમારું શરીર કેમ આટલું બધું બગડયું છે? મારા કરતાં પણ ખરાબ?"

વિપિનઃ "છી! જીંદગીમાં શું જીવવા જેવું રહ્યું છે કે જીવવાની ફિકરમાં પડું?"

આશાઃ "જીવવાની ફિકરમાં પડેલો માણસ પણ આટલો દુબળો પડી જાય નહિ. તમે શા માટે કોઇની દવા નથી કરતા?"

આશાએ વિપિનને હાથ પકડી પાટ પર બેસાડ્યો. આજે જીવનમાં પહેલી વાર વિપિને તેનો હાથ છોડાવ્યો નહિ. એ વખતે એના સ્વભાવમાં એવી એક વિચિત્ર નમ્રતા હતી જે આશાએ કદી અનુભવી ન હતી. એની વાતોમાં પણ નિરાશા ટપકતી હતી. અક્કડાઇ કે ક્રોધની ગંધ સરખી ન હતી. આશાને લાગ્યું કે વિપિનની આંખોમાં આંસુ છલકાતાં હતાં.

પાટ પર બેસતાં તે બોલ્યોઃ "હવે મારી દવા મૃત્યુ જ કરશે. તને સંતાપવા માટે કે તારા હૃદયને આઘાત કરવા માટે આ નથી કહેતો—હું સાચું જ કહું છું કે હું હવે થોડા દિવસનો જ મહેમાન છું. મને કોઇ ભયંકર વ્યાધિ થયો છે. ડોકટરો પણ એમ જ કહે છે. મને એક જ વસ્તુ સાલે છે અને તે એ જ કે મારા હાથે તારે ઘણું સહન કરવું પડયું છે. પરંતુ ક્ષમા કરજે. એ

વાતનો વિચાર આવતાં હૃદય થંભી જાય છે. હું મૂર્છાવશ જેવો થઈ જાઉં છું.”

કહેતાં કહેતાં વિપિન એકાએક કંપી ઊઠ્યો. તેના દેહમાં એક જાતની ઝણઝણાટી ફેલાઈ ગઈ. મૂર્છિત થઈ પાટ પરથી તે નીચે પડી ગયો અને હાથપગ જમીન પર પછાડવા લાગ્યો. એના મોંમાંથી ફીણ નીકળવા માંડ્યું અને આખું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું.

આશાનો રોગ તો ક્યાંય ભુલાઈ ગયો. આજ મહિનાઓ થયાં તે પથારી છોડી શકી ન હતી. પરંતુ આ સમયે તેનાં શિથિલ અંગોમાં કોઈ અજબ સ્ફૂર્તિ ફેલાઈ ગઈ. પથારીમાંથી એકદમ ઊઠીને તેણે વિપિનને ઠીકઠાક સુવાડ્યો અને તેના મુખ પર પાણી છાંટવા લાગી. ચાકરડી પણ દોડી આવી અને પંખો નાખવા લાગી. બહાર ખબર થતાં મિત્રો ઉતાવળે ડૉક્ટરને બોલાવી લાવ્યા. ઘણા પ્રયત્ને પણ વિપિને આંખો ઉઘાડી નહિ. સાંજ પડતાં સુધીમાં તો તેનું મુખ વાંકું થઈ ગયું અને ડાબું અંગ અચેત બન્યું. મોઢેથી વાત કરવાનું પણ હવે તો અશક્ય થઈ ગયું. આ સામાન્ય મૂર્છા જ ન હતી, આ તો પક્ષાઘાત હતો.

પક્ષાઘાત જેવા ભયંકર રોગમાં રોગીની સેવા કરવી એ ઘણું દુષ્કર કાર્ય છે. તેમાં વળી આશા તો મહનિાઓથી બિમાર હતી. પરંતુ વિપિનના રોગ આગળ એ પોતાની માંદગી વીસરી ગઈ. પંદર દિવસ સુધી વિપિનની હાલત ઘણી નાજુક રહી. રાત દિવસ આશા એની પથારી પાસે બેસી રહેતી. એને માટે દવા તૈયાર કરવી, ખોળામાં માથું રાખી દવા પીવડાવવી, એના સહેજ ઇશારાથી સઘળું સમજી લેવું એ એના જેવી ધૈર્યશીલ સ્ત્રીનું જ કામ હતું. એનું પોતાનું માથું દર્દથી ફાટતું હતું, આખું શરીર તાવથી તપેલું રહેતું હતું, છતાં એની એ જરાય પરવા કરતી ન હતી.

પંદર દિવસ પછી વિપિનની હાલતમાં કાંઈક ફેરફાર થયો. એનો ડાબો પગ રહી ગયો હતો પરંતુ તોતડી ભાષામાં તે હવે કાંઈક બોલી શકતો. સૌથી વધુ ખરાબ દશા તો એના સુંદર મુખની થઈ હતી. કોઈ રબરના રમકડાને ખેંચીને કદરૂપું બનાવે તેમ તે બેસી ઊઠી શકતો, પરંતુ હજી હરવાફરવા જેટલી તેનામાં શક્તિ આવી ન હતી.

એક દિવસ વિપિનને પોતાનો ચહેરો આયનામાં જોવાનું મન થયું. લગ્ન પછી આશાને જોતાં એને જેટલી ઘૃણા ઊપજી હતી તેના કરતાં કેટલાયગણી ઘૃણા તેને પોતા પ્રત્યે થઈ.

પત્નીને કહ્યું: "આશા, પ્રભુએ મને મારા પાપની પૂરી સજા કરી છે. મેં તારી સાથે જે જાતનું દુષ્ટ વર્તન ચલાવ્યું હતું તેનું જ આ ફળ છે. મારું મોં જોઈ તું તિરસ્કારથી આડું જોઈશ તો મને જરા પણ ક્રોધ થશે નહિ. હું ઇચ્છું છું કે તારા તરફ ચલાવેલા દુર્વ્યવહારનો તું જરૂર બદલો લે."

આશા પતિ પ્રત્યે કોમળ ભાવથી જોઈ બોલી: "હું તો હજીય તમને એ જ ભાવથી જોઉં છું. મારી દૃષ્ટિ તો હજી એની એ જ છે."

વિપિન: "વાહ! આટલું કુરૂપ મોં બની ગયું છે. છતાં તારી દૃષ્ટિ એની એ જ છે, એ હું કેમ માનું? હું તો હવે કદી બહાર જ નીકળીશ નહિ. ઈશ્વરે સાચે જ મને શિક્ષા કરી છે."

૪

ઘણા ઉપાયો કર્યા છતાં પણ વિપિનનું મોં સીધું થઈ શક્યું નહિ. મોઢાનો ડાબી તરફનો ભાગ એટલો તો ખેંચાઈ ગયો હતો કે ચહેરો જોતાં જ ડર લાગે. પગમાં એટલી શક્તિ આવી હતી કે હવે તે હરીફરી શકતો.

આશાએ પતિની માંદગીમાં દેવીની માનતા માની હતી. આજે એ દેવીની પૂજાનો ઉત્સવ હતો. ફળિયાની સ્ત્રીઓ શુભ વસ્ત્રાભુષણો સજી વિપિનને ઘેર આવી હતી. ગાનતાન ચાલી રહ્યું હતું. બહેનપણીઓમાંથી એકે આશાને પૂછ્યું: "આશા, હવે તો તને એમનું મોં જરા પણ સારું નહિ લાગતું હોય ?"

આશાએ ગંભીરાઇથી કહ્યું: "મને તો પહેલાં કરતાં હવે કેટલુંય વધારે સારું લાગે છે."

"જા, જા, અમને બનાવે છે ?"

"નહિ બહેન, સાચું જ કહું છું. હવે તો રૂપને બદલે મને એમનો આત્મા મળી ગયો છે, જે રૂપથી કેટલાયગણો વધારે છે."

વિપિન દિવાનખાનામાં મિત્રો સાથે બેઠો હતો. એક તરફની બારી નીચે ચોકમાં પડતી હતી. એક મિત્રે ચૂપકીથી તે અધખોલી કરી જોઇ વિપિનને કહ્યું: "આજ તો આપને ત્યાં પરીઓનો મેળો લાગે છે."

વિપિનઃ "ભાઇ, બંધ કરી દો બારી."

"અરે યાર, પણ જરા જુઓ તો ખરા કેવી કેવી સૂરત છે. તમને આ સર્વમાં કોણ સૌથી સુંદર લાગે છે ?"

વિપિને એક આછી દૃષ્ટિ નાખી કહ્યું: "મારી દૃષ્ટિએ તો થાળમાં ફૂલ ગોઠવે છે એ સ્ત્રી સૌથી સુંદર છે."

"વાહરે આપની દૃષ્ટિ!" મિત્રે કટાક્ષથી કહ્યું: "સૂરત બદલાવા સાથે આપની દૃષ્ટિમાં પણ ફેરફાર થયો લાગે છે. સૌથી વધુ રૂપહીન સ્ત્રી તમને સૌથી વધુ રૂપવતી લાગે છે !"

"આપણી જોવાની દૃષ્ટિમાં જ ફરક છે," વિપિને કહ્યું: "તમે એનો સ્થૂલ દેહ જુઓ છો, હું એનો આત્મા જોઉં છું."

"મિસિસ વિપિન તો નહિ ?"

"જી હા, એ જ એ દેવી છે."

# સ્વર્ગની દેવી

એ તો ભાગ્યના ખેલ! વિવાહ લગ્નમાં પુરુષનો શું હક્ક? એ તો ઈશ્વર અથવા તેના કર્મચારી બ્રાહ્મણો જેની સાથે નક્કી કરે તેની સાથે થઈ જાય! બાબુ ભારતદાસે લીલાને માટે યોગ્ય વર ખોળવા માટે સઘળા પ્રયત્નો કર્યા હતા, છતાં જેવો જોઈએ તેવો વર અને ઘર મેળવી શક્યા ન હતા. દરેક પિતાનો પુત્રીને સુખી કરવાનો ધર્મ છે, તે પ્રમાણે લીલા કોઈ સુખી ઠેકાણે પડે એ તેમની ખાસ ઈચ્છા હતી. પરંતુ એ માટે ધન-સંપત્તિ એજ મુખ્ય વસ્તુ છે એમ તેઓ માનતા. ચારિત્ર અને કેળવણી તેમને મન ગૌણ હતાં. 'ચારિત્ર હંમેશને માટે રહે જ એવું ક્યાં છે? અને આજકાલના જમાનામાં કેળવણીની કિંમત શી છે? હા, જો સંપત્તિ સાથે કેળવણી હોય તો એના જેવો સુભગ સુયોગ બીજો નથી.' એવું ઘર મેળવવા તેમણે ઘણા પ્રયત્નો કર્યા પરંતુ વ્યર્થ. કોઈ ઠેકાણે ઘર સારું હોય તો વર સારો નહિ, તો ક્યાંક વર સારો હોય તો ઘર ગરીબ હોય. આખર ખૂબ વિચાર પછી તેમણે લીલાનો સંબંધ લાલા સંતશરણના પુત્ર સીતા-શરણ સાથે નક્કી કર્યો. સીતાશરણ તેમનો એકનો એક પુત્ર હતો અને થોડું ભણ્યો પણ હતો. બોલવે ચાલવે ચાલાક, મામલા-મુકદ્દમા સમજતો અને દિલનો પણ રંગીલો હતો. સૌથી વધુ તો એ હતું કે છોકરો સ્વરૂપવાન, મજબૂત, પ્રફુલ્લ અને સાહસિક હતો. પરંતુ એના વિચારો બાવા આદમજૂના હતા. એને મન

જૂનું એટલું સોનું અને નવું તેટલું પિત્તળ હતું. જમીન વગેરેની બાબતમાં તો જમીનદાર સાહેબ નવા નવા સુધારા દાખલ કર્યે જ જતા હતા, પણ ત્યાં તેમનું ટટ્ટુ ચાલતું નહિ. સીતાશરણ બાપના સ્વભાવની કેવળ અનુકૃતિ કરતો. તેમના કહેવા પ્રમાણે જ સઘળું કરતો. એના પોતાનામાં કોઈ પણ બાબત વિશે સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ન હતી. સાધારણ રીતે બુદ્ધિની મંદતા સામાજિક અનુદારતામાં પ્રગટે છે.

૨

લીલાએ જ્યારથી વહુરૂપે સીતાશરણના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારથી એની કસોટી શરૂ થઇ. એના પિતાને ઘેર જે વસ્તુઓ પ્રત્યે અનુરાગ દર્શાવાતો તે જ વસ્તુઓ અહીં ત્યાજ્ય ગણાતી. બાળપણથી જ તાજી હવા લેવાનું શીખવવામાં આવ્યું હતું, પરંતુ અહીં તો તાજી હવાને જરાય અવકાશ ન હતો. એ જાણતી હતી કે પ્રકાશ અને હવા–અજવાળું એ જીવન છે, પરંતુ પ્રકાશનું એક કિરણ પણ આ ઘરમાં દેખાતું ન હતું. ઘેર અહિંસા, દયા અને ક્ષમાના ઇશ્વરી ગુણોનું પાલન થતું હતું, જ્યારે અહીં એ વિશે વાત કરવાની છૂટ ન હતી. સંતશરણ ઘણા રુઆબખીદાર અને મિજાજી માણસ હતા. દગાબાજી અને છળકપટથી તેમણે સંપત્તિ પ્રાપ્ત કરી હતી અને તેને જ એ સફળ જીવનનો મંત્ર સમજતા. એમની પત્ની તો તેમનાથી બે તસુ ચઢે તેવી હતી. વહુની મગદૂર શું કે અંધારી ઓરડીના બારણા પર પણ ઊભી રહે કે છજામાં પણ જઈ શકે. એને સતત બકવાનો રોગ હતો. જો દાળમાં સહેજ મીઠું વધુ પડયું હોય તો તે ઉપર તે આખો દિવસ ભાષણ કરતી. ખાધેલપીધેલ લાંબુંપહોળું શરીર, તેજદાર આંખો અને ઠસ્સાદાર દેખાવનાં

સાસુજી છીંટનો ઘેરદાર ઘાઘરો પહેરી શરીરને પુષ્કળ ઘરેણાંથી લાદી પાનની પેટી બાજુમાં રાખી આખો દિવસ પરસાળમાં માંચી પર બેસી રહેતાં. કોઈની મગદૂર શું કે એમની આજ્ઞા સિવાય ઘરમાં કશું કરી શકે? વહુની નવી નવી ટેવો તેમને પસંદ ન હતી. હમેશાં તે એ વિશે બળાપો કરતી. 'હવે ઘરની આબરૂ શું રહેવાની છે?' 'આ તો ઊભી ઊભી જોયા જ કરે છે,' 'વહુના તે આ ઢંગ હોય?' 'મારી પેટની છોકરીના જો આવા ચેનચાળા જોઉં તો એનો ટોટો જ પીસી નાખું.' 'કોણ જાણે એના ગામનાં માણસો કેવાંય હશે!' 'વહુબા ઘરેણાંય ન પહેરે! જ્યારે જુઓ ત્યારે થોરિયા જેવી ઉઘાડી ફરતી હોય! આ તે કાંઈ સારાં લક્ષણ છે?' એટલેથી ન અટકતાં તે સીતાશરણને પણ બરાબર ઝાડતી. 'તને હવે ચાંદનીમાં સુવાનો ચટકો લાગ્યો કેમ? તું તે મર્દ છે કે કોણ છે? તારી સ્ત્રી પણ તારા કહ્યામાં ક્યાં રહે છે? આખો દિવસ ઘરમાં પુરાઈ રહે છે! મોઢેથી બોલાતું તો છે નહિ! તને કહેતાં શું થાય છે એને કે આવા ફંદવેડા અહીં નહિ ચાલે?'

સીતાશરણ માને સમજાવતો: "પણ બા, મારા સમજાવવાથી પણ એ ન માને તો?"

મા: "માને કેમ નહિ? તું મર્દ તો છે ને? સાચો મર્દ એ કહેવાય જેની એક કરડી આંખથી સ્ત્રી કંપી ઊઠે!"

સીતાશરણ: "પણ બા, તમે એને ક્યાં કશું નથી કહેતાં?"

મા: "મારા કહેવાની એને ક્યાં પડી છે? એ તો મનમાં એમ સમજતી હશે કે ડોસલી હવે કેટલા દિવસની છે? પછી તો આપણું જ રાજ્ય છે ને?"

સીતાશરણ: "હું પણ એને કશું કહી શકતો નથી. તમે જુઓ

છો ને અહીં રહ્યા પછી એ કેટલી નબળી પડી ગઇ છે? આ ઘરમાં આવ્યા પછી એના શરીરનો રંગ જ બદલાઇ ગયો છે. આ અંધાર કોટડીમાં રહીને એની સ્થિતિ વધુ ખરાબ થતી જાય છે.”

દીકરાને મોઢે વહુનું સારું સાંભળી ડોસી ખીજવાઇ જતી અને આખો દિવસ એનું પ્રવચન ચલાવતી. કોઇ વખત ભાગ્યને દોષ દેતી તો વળી કોઇ વખત સમયનો દોષ કાઢતી.

સીતાશરણ માને રાજી રાજી રાખવા લીલા વિશે ગમે તેમ બોલતો, પરંતુ પત્ની સાથેનો તેનો વ્યવહાર કેવળ પ્રેમળ હતો.

લીલા પાસે તો તે તેને ગમે તેવી જ વાતો કરતો; એટલે સુધી કે બન્ને જણ મળી ડોસીની મજાક પણ કરતાં. લીલાને સાસરવાસનાં દુઃખોમાં સીતાશરણનો મધુર સહવાસ એ એક જ સુખની મીઠી છાંયડી હતી. આખો દિવસ એને સતત કામ કરવું પડતું. પિતાને ઘેર તો અભ્યાસ આગળ એણે ચુલ્લાનું મોં સરખું જોયું ન હતું. પરંતુ અહીં તો દરરોજ ઘરનાં માણસો અને મજૂરોને માટે પાંચ શેર લોટના રોટલા કરવા પડતા. કેટલીક વાર તે ચુલા પાસે બેસી સોડિયું વાળી કલાકોના કલાક સુધી રડતી. ઘરમાં રસોઇયો ન રાખી શકાય એમ તો હતું જ નહિ; પણ ઘરની પુરાણી પ્રથા હતી કે રસોઇનું કામ તો વહુ જ કરે. અને એ જ પ્રથા ચાલુ રાખવી જરૂરી લાગતી. સીતાશરણને જોઇ લીલાનો આખા દિવસનો થાક વિસારે પડતો.

ગરમીના દિવસો હતા. સાંજ પડી હતી. બહાર ખુશનુમા પવનની લહરીઓ ફેલાઇ રહી હતી. અંદર ઉકળાટથી શરીર બફાતાં હતાં. લીલા ઓરડીમાં બેસી એક ચોપડી વાંચતી હતી. સીતાશરણે આવીને કહ્યું: “ આટલી ગરમી લાગે છે તો બહાર બેસી વાંચને ! ”

લીલા: " આ ગરમી માજીનાં વચનોની ગરમી કરતાં ઓછી છે. બહાર જાઉં તો હમણાંજ સાંભળવાં પડે."

સીતાશરણ: " જોઉં છું આજે શું કરે છે તે. હું નથી સાંભળવા માગતો હવે."

લીલા: " પછી તો મારે માટે આ ઘરમાં રહેવું જ મુશ્કેલ થઈ પડે એનો વિચાર કર્યો છે?"

સીતાશરણ: " હા, હા, જુદો રહીશ. એ જ ને ?"

લીલા: " મારે તો જુદાં નથી થવું. એ મને જે કંઈ કહે છે તે એમને મન તો મારા ભલા માટે જ છે ને ? મારી સાથે ક્યાં એમને વેર છે? હા, મને એમનું કહેવું વાજબી ન લાગે એ જુદી વાત છે. એમણે જે કંઇ સંકટો સહન કર્યાં હશે તે સંકટો સહન કરવા માટે એ મને તૈયાર કરે છે. એમના સ્વાસ્થ્યને આટલાં કષ્ટો પડવા છતાં જરાય અસર થઇ નથી. આજ પાંસઠ વર્ષની એમની ઉમ્મર થઇ પરંતુ મારા કરતાં એ કેટલાંય વધુ સશક્ત છે. પછી એમને કઇ રીતે લાગે કે આટલા કામના બોજાથી શરીરનું સ્વાસ્થ્ય બગડે ?"

સીતાશરણ પત્નીને સાંભળી રહ્યો. કરુણાભર્યા હૃદયે એણે લીલાને જોઇ કહ્યું: " આ ઘરમાં આવી તારે ઘણું જ સહન કરવું પડ્યું છે. તારે માટે આ ઘર જ લાયક ન હતું. પૂર્વજન્મમાં તેં જરૂર કંઇ પાપ કર્યું હશે જેની સજા તારે આ રીતે ભોગવવી પડે છે."

પતિના હાથ સાથે રમત કરતી લીલા બોલી: " અહીં ન આવી હોત તો તમે ક્યાંથી મળવાના હતા? પૂર્વજન્મના પુણ્યનું એ ફળ નથી?"

૩

પાંચ વરસ આમ વીતી ગયાં. લીલા બે બાળકોની માતા થઈ: એક પુત્ર અને એક પુત્રી. પુત્રનું નામ જાનકીશરણ રાખ્યું હતું અને પુત્રીનું નામ કામિની. બાળકોની વસ્તીથી ઘર ભર્યું ભર્યું લાગતું હતું. છોકરી દાદા સાથે ખૂબ હળી ગઈ હતી અને છોકરો ઘરડી દાદીમાને પ્રિય થઇ પડયો હતો. દાદા-દાદીને ખાવાનો ખૂબ શોખ હતો. ગાળ દેવી, ચીઢાઇ જવું એ તો એમનો નિત્યક્રમ હતો. આખો દિવસ ખા, ખા, કરી બંને જણ વારંવાર બિમાર પડતાં. લીલાએ આ સઘળું સહન કર્યું હતું, પરંતુ ઘરમાં એને કોણ ગણકારે? બાળકોને તે સાસુના ડરથી કશું કહી શકતી નહિ.

સૌથી મોટું દુઃખ તો એ હતું કે એનું સ્વાસ્થ્ય બગડતું જતું હતું. સુવાવડમાં અજ્ઞાન, મૂર્ખ અને અંધવિશ્વાસુ સ્ત્રીઓને પનારે પડી એણે ઘણું સહન કર્યું હતું. એ અંધારી ઓરડીમાં જ્યાં પ્રકાશ ન હતો, હવા ન હતી, જ્યાં કેવળ ગંદકી જ રહેતી ત્યાં એનું કોમળ શરીર સુકાઇ ગયું. ચહેરા પર પીળાશ આવી ગઈ. આંખો ઊંડી ઊતરી ગઈ અને શરીરમાં લોહી રહ્યું ન હોય તેમ આખો ચહેરો બદલાઇ ગયો.

વૈશાખના દિવસો હતા. કેરી અને તરબૂચની ભરચક મોસમ હતી. આટલી કેરી અને આટલાં તરબૂચ પહેલાંની એક ફસલમાં થયાં નહતાં. કોણ જાણે કેમ એમાં મિઠાશ પણ એટલી આવી હતી કે ખાતાં ધરાઇએ નહિ. સંતશરણને ત્યાં વાડીમાંથી કેરીના ને તરબૂચના ટોપલે ટોપલા ચાલ્યા આવતા હતા. આખું ઘર કેરી અને તરબૂચ ઉપર પડયું હતું. બાબુ સાહેબ શરીરે મજબૂત માણસ હતા. સવારમાં તેઓ સોએક કેરી અને બે ચાર તરબૂચનો ઘાણ વાળતા. બાઇસાહેબ પણ કાંઈ કમ ન હતાં. તેમણે તો કેરીબાળા

દરમિયાન એક જ વખત જમવાનું રાખ્યું હતું. 'અનાજ સડે નહિ, આજ નહિ તો કાલે અનાજનો ખરચ તો થવાનો જ છે ને? કેરી અને તરબૂચ એ ફળ તો રાંધ્યા ધાન જેવાં; ક્યાં સુધી સારાં રહે? અને ફળ ખાધે શું થવાનું હતું? જરા પેટમાં કાંઇ ગરબડ લાગે તો હરડેની એક ફાકી મારી એટલે ઝટ નિકાલ.' આ એમની સમજ હતી.

એક દિવસ બાબુ સંતશરણને પેટમાં ધીમું દર્દ થવા લાગ્યું; પણ એને એ ગણકારે તેમ નહતા. નિત્યનિયમ પ્રમાણે એમણે તો સો કેરી પર હાથ માર્યો જ. પરંતુ ઊઠવા ગયા ત્યાં તો ચકરી ખાઇ નીચે પડયા. દેહનું ભાન રહ્યું નહિ. મિનિટે મિનિટે ઝાડા થવા લાગ્યા. થોડી વારમાં તો સ્થિતિ ગંભીર થઈ ગઇ. શહેરમાંથી તરત જ ડૉક્ટરને બોલાવ્યા, પરંતુ તેના આવવા અગાઉ તો બાબુ સાહેબ વિદાય થઈ ગયા હતા. રડવા કૂટવાનું શરૂ થઇ ગયું. સાંજ પડતાં ન્યાતિલાઓ શબને અગ્નિસંસ્કાર માટે શ્મશાને લઇ ગયા. મધરાતે આવીને જુએ છે તો બાઇ સાહેબને પણ ચૂંક આવી ઝાડા થઈ ગયા હતા. ફરી પાછી દોડધામ શરૂ થઇ. સૂર્યોદય થતા પહેલાં તો એ પણ પતિદેવ પછવાડે સિધાવ્યાં: સ્ત્રીપુરુષ જીવનપર્યંત એક દિવસ પણ અળગાં રહ્યાં ન હતાં, પછી પણ બન્ને સાથે જ ગયાં.

પરંતુ હજી પણ એ કુટુંબ પરનાં વિપત્તિવાદળ ઓસર્યા ન હતાં. લીલા મૃત્યુ પછીની તૈયારીઓમાં પરોવાયલી હતી. ઘરમાં સઘળી વસ્તુઓ અસ્તવ્યસ્ત પડી હતી. આજ ત્રણ દિવસ થયાં કચરો પણ વળાયો ન હતો. છોકરાં દાદા દાદીને સંભારી રડતાં તેમના બેસવાના ઓરડામાં જઇ પહોંચ્યાં. એક ઉઘાડા તાકામાં ત્રણ દિવસ પહેલાંનું કાપેલું તરબૂચ અને બે ત્રણ પાકા કેરીની ચીરીઓ પડયાં હતાં. એના પર અસંખ્ય માખો બમણતી હતી. જાનકીએ ટીપાઇ પર ચઢી બન્ને વસ્તુઓ ઉતારી અને ભાઈબહેન

બન્નેએ ખાધી. સાંજ સુધીમાં તો બન્ને બાળકોને ઝાડા થઇ ગયા અને રાત પડતા સુધીમાં તો તેઓ બન્ને માબાપને રોતાં કકળતાં મૂકી ચાલ્યાં ગયાં. આખા ઘરમાં ભયાનક અંધકાર છવાયો. ત્રણ દિવસ પહેલાં જ્યાં ચારે તરફ આનંદનું વાતાવરણ હતું ત્યાં આજે એટલી શૂન્યતા ભરી હતી કે કોઇના રુદનનો સ્વર પણ સંભળાય નહિ. અને રડે પણ કોણ? રડનાર બે રહ્યાં હતાં જેમને રડવાનું ભાન પણ રહ્યું ન હતું.

૪

શીલાનું શરીર પહેલાંથી જ સારું રહેતું ન હતું. હવે તો તે કેવળ જ નંખાઇ ગયા જેવી થઇ ગઇ. ઊઠવા બેસવાની પણ હવે તેનામાં શક્તિ ન હતી. ખાવાપીવાનું કે ટીકઠાક કપડાં પહેરવાનું પણ એને ભાન રહેતું નહિ. કલાકોના કલાક સુધી એક જ જગ્યાએ એક જ સ્થિતિમાં બેસી રહેતી. મહિના સુધી કપડાં બદલવાની એને પડી ન હતી. વાળમાં તેલ નાખવાનું એને હવે ગમતું નહિ. બાળકોનું મૃત્યુ એના દિલનો કારી ઘા હતો. બાળકો એને મન શ્વાસ અને પ્રાણ હતાં. બાળકો ગયા પછી હવે એને મરવું જીવવું સરખું હતું. રાતદિવસ તે મૃત્યુની ઝંખના કરતી. ભગવાનને વારંવાર પ્રાર્થના કરતી, કે પ્રભુ હવે તો સુખ-દુઃખ ભોગવી લીધાં છે; હવે તો તારી પાસે બોલાવી લે. પરંતુ મૃત્યુ કોઇનેય ઇચ્છવાથી મળ્યું છે?

સીતાશરણને પણ પહેલાં તો બાળકોના મૃત્યુનો આઘાત અસહ્ય થઇ પડયો—એટલે સુધી કે બાળકોની સ્મૃતિ તાજી ન થાય માટે તે વધુ વખત ઘરમાં રહેતો નહિ. જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ તેના મનમાંથી શોકભાર ઓછો થતો ગયો. થોડા

મહિના પછી તો પૂર્વવત્ મિત્રો સાથે પણ તેણે હસવા બોલવાનું શરૂ કરી દીધું. મિત્રોએ આટલેથી ન અટકતાં તેને વધુ રંગ પર આણ્યો. તેઓ કહેતાઃ "હવે તો તું ઘરનો રાજા છે. ચાહે તે તું કરી શકે." સીતાશરણ પણ પૈસાના મદમાં નિરંકુશ બની સ્વચ્છંદે પૈસા ઉડાવતો હતો કેટલીક વખત લીલાને રડતી જોઈ તે ધુંધવાઈ ઊઠતો અને કહેતોઃ "જીંદગી સદાય રડવા માટે તો નથી ને? બાળકો ઇશ્વરે આપ્યાં હતાં, તેણે જ પાછાં લઇ લીધાં છે. માટે હવે તેમની પાછળ પ્રાણ આપવો?" લીલા આ સાંભળી વધુ દુઃખી થતી. એને થતું કે પિતા થઇને આ શબ્દો એ બોલી શકે છે! સંસારમાં આવા માનવી હોય છે ખરા!

હોળીના દિવસો હતા. દિવાનખાનામાં મિત્રોનું ગાનતાન ચાલી રહ્યું હતું. અંદર ઓરડામાં લીલા જમીન પર પડી રડતી હતી. શુભ દિવસો એને વધુ રડાવતા. એને થતું કે આજે બાળકો હોત તો સારાં સારાં કપડાં પહેરી કેવાં હસતાં કૂદતાં આખા ઘરમાં કલ્લોલ કરતાં હોત! એ તો છે નહિ તો પછી આ શૂન્ય હૃદયને તહેવાર શા!

સીતાશરણે ઓરડામાં આવીને કહ્યું: "હવે તું આખો દિવસ આમ રડ્યા જ કરીશ કે? જરા કપડાં બદલી કંઇ ઠીક તો રહે? તેં ઘરમાં શું માંડ્યું છે આ?"

લીલાઃ "તમે તમારે મહેફિલમાં બેસો ને! તમારા આનંદની આડે હું ક્યાં આવું છું?"

સીતાશરણઃ "ઠીક ઠીક હવે. સંસારમાં કોઇનાં બાળકો મરતાં જ નહિ હોય? તારે માથે જ આ આફત આવી પડી છે?"

લીલાઃ "તે હું નથી સમજતી? પરંતુ એ તો પોતપોતાની લાગણી. પોતાના હૃદય પર કોઇનો કાબુ છે?"

સીતાશરણુ: “ પતિતરીકે મારી સાથે ઠીક વર્તવાની પણ તારી ફરજ છે એ તુ જાણે છે ને ? ”

લીલા આશ્ચર્યથી પતિના મનોગત ભાવો ન સમજતી હોય તેમ જોઇ રહી. ફરીથી મોં ફેરવી રડી પડી.

સીતાશરણુ: “ હવે હું આ વસ્તુનો અંત લાવવા માગું છું. તારા હૃદય પર તારો કાબુ ન હોય તો હવે મારા હૃદય પર પણ મારો નથી જ. જીવનભર હું આમ દુ:ખી રહેવા નથી માગતો. ”

લીલા: “ તમે ઘરમાં ગાનતાન જમાવો છો તેમાં હું ક્યાં આડે આવું છું ? તો પછી મને રડવાથી થોડું સુખ થાય છે તેટલું પણ શા માટે છીનવી લ્યો છો ? ”

સીતાશરણુ: ‘ મારું ઘર રડવા માટે નથી. ”

લીલા: “ ભલે. આપના ઘરમાં રડવાનું હવેથી બંધ રાખીશ. ”

૫

લીલાને લાગ્યું કે સીતાશરણુની સ્થિતિ વધુ ખરાબ થતી જાય છે, તેનામાં વિષયાસક્તિ એટલી વધી ગઇ હતી કે એને એમાંથી બચાવી લેવો એ ઘણું મુશ્કેલીભર્યું હતું. “ શું કરું ? ઘર છોડી બહારગામ જાઉં તો થોડા જ દિવસમાં ઘર પાયમાલ થઇ જાય. અને શ્રીમંતોના અકિંચન બનેલા છોકરાઓની જે સ્થિતિ થાય છે તે સ્થિતિ થાય ! કોઈ રંડા જો ઘરમાં આવીને ભરાઇ બેઠી તો તો સત્યાનાશ જ ! ભગવાન ! હવે શું કરું ? આ સ્થિતિમાં એમને કોઇ રોગ લાગુ પડી જાય તો એમને છોડી હું જવાની હતી ? કદી નહિ. તનમનથી એમની સેવાશુશ્રૂષા કરું, ઇશ્વરની પ્રાર્થના કરું, બાધારાખડી કરું. પરંતુ એમની અત્યારની સ્થિતિ તો માનસિક રોગીની છે. જે માણસ હસવાને પ્રસંગે રડે અને રડવાને પ્રસંગે

હસે તેને દીવાનો નહિ તો શું સમજવો? એમને આ સ્થિતિમાં છોડી જવાથી તો એમનો સર્વનાશ જ થાય. એમને બચાવવાનો મારો સ્ત્રીધર્મ છે.

"મારે મારો શોક ભૂલી જવો! હા, રડીશ—રડવાનું તો છે જ ને—પણ હસીને. છોડી ગયાં તેમની પાછળ પાછળ રડવા વિના બીજું શું કરી શકવાની છું? પણ હવે રહ્યું તેને તો બચાવું? તૂટેલા હૃદય! આવ, હવે તારા ટુકડા ભેગા કરી એક સમાધિ બનાવું અને શોક ભૂલી જાઉં. સદાય રડતી આંખો! હસીને રડતાં શીખો. આભૂષણો! તમને તો મેં કેટલાય વખતથી વિસારે મૂક્યાં છે. આજ મારા સંકટ સમયે સાથી બનો. જીવનના ઉલ્લાસો! આજ પતિદેવને ખાતર પણ તાજા થાઓ. સુતેલા યૌવન! તું પણ હવે જાગ્રત થા અને કર્તવ્યપાલનમાં મને સહાય કર."

આ વિચારોમાં લીલાને આખી રાત ઊંઘ આવી નહિ. બહાર દિવાનખાનામાં ધમાચકડી ચાલી રહી હતી. સીતાશરણ નશામાં ચકચૂર બની રાગડા તાણી બીભત્સ ગાયનો ગાતો હતો. સામે બેઠેલા મિત્રો પણ એ જ રંગે રંગાયલા તાળીઓ પાડતા હતા. સૂના ઘરના આ રંગરાગ સ્મશાન ભૂમિ પરના ભૂતનૃત્યની ભયાનકતાની યાદી આપતા હતા.

રાતનો પાછલો પહોર થયો હતો. મહેફિલમાં સંપૂર્ણ શાન્તિ છવાઈ ગઈ. જરા પણ અવાજ સંભળાતો ન હતો. લીલાને થયું કે આ લોકો ચાલ્યા ગયા કે અહીં જ સુઈ ગયા? એકાએક આટલી શાન્તિ કેમ? એણે ચુપકીદીથી દિવાનખાનામાં જઈને જોયું. એથી એનું શરીર ક્રોધથી જાણે એકાએક સળગી ઊઠયું. મિત્રો વદાય થઈ ગયા હતા. એક ગાદી પર એક સ્ત્રી અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડી હતી. સામે સીતાશરણ તેની સામે જોઇ રહી ધીરેથી વાતો

કરતો હતો. દિપકના પ્રકાશમાં બન્નેના ચહેરા પરના મનોગત ભાવો સ્પષ્ટ વંચાતા હતા. એકની આંખમાં અનુરાગ હતો, બીજાની આંખમાં કટાક્ષ. એક ભોળું હૃદય એક પ્રપંચી સ્ત્રીને હાથે લૂંટાતું હતું. લીલાની રહીસહી સંપત્તિ એની આંખો સામે જ છળકપટથી ચોરાઇ જતી હતી. એને એટલો ક્રોધ થયો કે જાણે હમણાં જ જઇને એ કુલટાની બરાબર ખબર લઇ નાખું કે ફરીથી અહીં આવવાનું જ ભૂલી જાય. એનામાં કેટલાય સમયથી સુષુપ્ત રહેલો પત્નીભાવ આજે એકાએક સંપૂર્ણ જાગ્રત થયો અને એને પોતાના સ્વત્વનું ભાન થયું. પરંતુ તે સમયે એણે સંયમ રાખ્યો અને કશું જ કરવાને બદલે શાન્તિપૂર્વક ઓરડામાં પાછી આવી. એને થયું કે 'આ સ્ત્રીમાં મારા કરતાં કેટલાય ગણું રૂપ સૌંદર્ય છે. એના અંગેઅંગમાં યૌવનનો મદ છે, સ્ફૂર્તિ છે.' લીલા એકાએક આયના પાસે ગઇ. આજે મહિનાઓ પછી તે ત્યાં ઊભી હતી. પોતાના કંકાલશેષ પ્રતિબિંબને જોઇ ઘડીભર આશ્ચર્યથી થંભી ગઇ. શોકથી એનું શરીર તવાઈ ગયું હતું. પેલી સ્ત્રી સામે એ કાંઇ વિસાતમાં ન હતી.

૬

સીતાશરણની ખુમારી બીજે દિવસે સાંજે ઊતરી. આંખો ઊઘડી ત્યાં તો સામે લીલા હસતી ઊભી હતી. એની સુરેખ દેહલતા સીતાશરણની આંખોમાં સમાઇ ગઇ. અતિવિયોગ પછીના પ્રિયજનના મધુર મીલન જેટલો એને આનંદ થયો. એને ખબર ન હતી કે શણગાર સજવા પહેલાં એને કેટી મનોવ્યથા થઇ હતી. અંબોડે ફૂલની વેણી પહેરતા પહેલાં એણે કેટલાંય આંસુ પાડયાં હતાં. હર્ષોન્માદથી તેણે લીલાને એક આવેશપૂર્ણ ગાઢ આલિંગન દીધું તેની આંખોમાં જોઇ બોલ્યોઃ "કેમ લીલા, આજે તો તું [illegible] તૈયારી કરી આવી છે કાંઇ ?"

"ઘણા દિવસથી બહાર ભાગતા ફરો છો. આજથી હવે આપની શિક્ષા શરૂ થાય છે. બહારના વિલાસ ઘણા ભોગવ્યા. હવે આ અંધારી ઓરડીનો પણ અનુભવ કરવો પડશે," લીલા બોલી.

સીતાશરણને શરમ આવી: "આ અંધારી ઓરડી ક્યાં છે લીલા? તું તો પ્રેમસરોવર છે!"

એટલામાં બહારથી મિત્રો આવ્યા છે એમ ખબર આવી. સીતાશરણ જતો હતો, ત્યાં લીલાએ હાથ પકડી કહ્યું: "આજે તો નહિ જવા દઉં."

સીતાશરણ: "અરે! પણ હમણાં જ પાછો આવું છું!"

લીલા: "ન આવો તો? બહાર ક્યાં ઓછું સુખ છે?"

સીતાશરણ: "આટલી સુખદ શાન્તિ પછી પણ? હવે તારો ભય ખોટો છે."

સીતાશરણ બહાર આવ્યો. મિત્રોમાંથી એકે કહ્યું: "કેમ ભાઇ, આજે આખો દિવસ ઊંઘવામાં ગાળ્યો કે શું? તબિયત તો ખૂબ ખુશ લાગે છે. અત્યારે આપણે પેલીને ત્યાં જવાનું કહ્યું હતું તે ભૂલી ગયા? તમારી ત્યાં રાહ જોવાય છે."

સીતાશરણ: "હા, આવવા તૈયાર જ છું પણ આજ લીલા નીકળવા દેતી નથી."

મિત્ર: "છી! આવા ડરપોક ક્યાંથી? વળી પાછા લીલીના પંઝામાં આવી ગયા કે શું? ત્યારે શાના પર અત્યાર સુધી બહાર ભટકતા હતા?"

સીતાશરણ: "લીલાએ ઘરમાંથી બહાર કાઢયો હતો એટલે બહારનો આશ્રય શોધતો હતો. હવે તો એણે મારે માટે દ્વાર ખુલ્લાં મૂક્યાં છે!"

મિત્રઃ " અરે યાર, એ તો ઘર તે ઘર. લાખ સજાવટ કરો તોય પેલી મઝા જુદી. "

સીતાશરણઃ " ભાઈ, એ મઝાને આજથી તિલાંજલી આપું છું. આજે મને મારી મૂર્ખતા પર જે ઘૃણા ઊપજે છે તે હું જ જાણું છું. એ સ્ત્રીએ સંતાનશોકમાં એની કાયાને જે કષ્ટ આપ્યું હતું તે ફક્ત મારા એક જ ઈશારાથી એ શોક ભૂલી ગઇ. એટલે સુધી કે જાણે એને કદી શોક થયો જ ન હોય. એને લાગ્યું કે એણે મારી રક્ષા કરવી જ જોઈએ. એની પોતાની ઉદાસીનતાને લીધે એણે મારી સ્થિતિ બગડતી જોઇ એટલે એણે મારે ખાતર પોતાનો શોક વિસારે પાડયો. આજે મેં એને મહિનાઓ પછી સઘળાં વસ્ત્રાભૂષણો પહેરી મારી સામે હસતી ઊભેલી જોઈ ત્યારે મારો આત્મા હસી ઊઠયો. મને થયું કે મારા જેવા ગરીબ પ્રાણીના રક્ષણ માટે જ ઇશ્વરે એ સ્વર્ગની દેવીને મોકલી છે. મેં અત્યાર સુધી એને જે કઠોર વચનો કહ્યાં છે એનો પશ્ચાત્તાપ મને જીવન સુધી થશે. સાચે જ લીલા સ્વર્ગની દેવી છે. "

# ગૃહદાહ

## ૧

સત્યપ્રકાશના જન્મોત્સવમાં લાલા દેવપ્રકાશે ખૂબ ખર્ચ કર્યો હતો. એનો વિદ્યારંભ–સંસ્કાર પણ ધામધૂમથી કર્યો હતો. એને બહાર ફરવા લઈ જવા માટે એક નાનીશી ગાડીની વ્યવસ્થા કરવામાં આવી હતી. સાંજે એક નોકર હમેશાં ફરવામાં એની સાથે રહેતો–એને સંભાળથી નિશાળે મૂકી આવતો અને લઈ આવતો. અને બાળક પણ આપણને પ્યાર કરવાનું મન થાય એવો રૂડો, રૂપાળો અને તેજસ્વી હતો. ગોરું મોં, કાળી તેજસ્વી આંખો, વિશાળ માથું, ભરેલા હાથપગ અને સુંવાળા ગાલ, એને જોઇને ઘરના માણસોને થતું, ભગવાન એને આવરદા આપે તો પ્રતાપી માણસ થશે. એની તેજસ્વી બુદ્ધિથી લોકો નવાઈ પામતા. અને એના મુખ પર હાસ્ય તો રમતું જ રહેતું. કોઇએ એને રડતાં કે હઠ કરતાં જોયો નહોતો.

વર્ષાના દિવસો હતા. દેવપ્રકાશ બહેનને લઇને ગંગાસ્નાન કરવા ગયા. નદીમાં પૂર આવ્યું હતું. એમની પત્નીએ ઓવારે બેસીને જળક્રીડા કરવા માંડી. કયારેક નીચે ઊતરતી, વળી આગળ જતી અને પાછી ઓવારે આવી રહેતી. દેવપ્રકાશે કહ્યું: " હવે બસ થયું, બહાર નીકળો, શરદી થઇ જશે." નિર્મળાએ કહ્યું: "તમે કહો તો હું છાતી સુધીના પાણીમાં જાઉં. મને જરાય બીક નથી લાગતી."

દેવપ્રકાશઃ “ અને પગ લપસ્યો તો ? ”

નિર્મળાઃ “ પગ તે શું લપસે ! ” એટલું કહીને એ છાતી સુધીના પાણીમાં ગઇ. પતિએ કહ્યુંઃ “ બસ, હવે આગળ ન જઈશ.” પણ નિર્મળાને માથે મોત ભમતું હતું. એ જળક્રીડા નહોતી, મૃત્યુક્રીડા હતી. એણે એક ડગલું આગળ મૂકયું અને એ પાણીમાં અદ્ધર ઊંચકાઇ ગઇ. મુખમાંથી કારમી ચીસ નીકળી ગઇ, હાથ અનાથની જેમ અસહાય થઇ ઊંચા થઈ ગયા. થોડી વારમાં તો આખી નિર્મળા જળમાં સમાઇ ગઈ, પ્યાસી નદી એને પી ગઇ. દેવપ્રકાશ ઓવારે ઊભા ઊભા રૂમાલથી શરીર લૂછતા હતા. તરત પાણીમાં ભુસ્કો માર્યો. સાથેનો નોકર પણ શેઠાણીનો જીવ બચાવવા નદીમાં કૂદ્યો. બીજા બે ખલાસીઓ પણ કૂદી પડયા. સો સો વાર સુધી આખી નદી ખુંદી નાખી, પણ નિર્મળાનો પત્તો ન લાગ્યો. વાંસડાવાળા ખલાસીઓ હોડીઓ લઇને ઊતરી પડયા. લાસની ખૂબ શોધ કરી પણ કયાંય ન મળી. દેવપ્રકાશ શોકભર્યા ઘેર આવ્યા. સત્યપ્રકાશ આનંદથી પિતાને લેવા સામે દોડયો, પિતાએ ગોદમાં લીધો. જોર કરીને રોકયા છતાં એક ડૂસકું બહાર નીકળી ગયું. સત્યપ્રકાશે પૂછ્યુંઃ “ મા કયાં ગઇ ? ”

દેવપ્રકાશઃ “ બેટા ! ગંગાએ એને પોતાને ઘેર મહેમાન રાખી લીધી.”

આસપાસનાં માણસો એકઠાં થઇ ગયાં, રોકકળ શરૂ થઇ. સત્યપ્રકાશ બાળક હોવા છતાં આ બધાનું મૂળ સમજી ગયો અને ‘ બા, બા ’ કહીને રોવા લાગ્યો.

## ૨

માતૃહીન બાળક સંસારનું સૌથી કરુણ પ્રાણી છે. ગરીબમાં ગરીબ પ્રાણીને પણ ઇશ્વરનો આધાર હોય છે. માતૃહીન બાળક

આ આધારથી ય વંચિત હોય છે. માતા જ એના જીવનનો એક-માત્ર આધાર હોય છે. માતાવિના એ પાંખવિનાનું પક્ષી બની જાય છે.

સત્યપ્રકાશને હવે એકાંત જ ગમતું. કલાકોના કલાકો સુધી તે એકલો બેસી રહેતો. ઘરનાં માણુસો કરતાં એને વૃક્ષ અને વેલીઓ તરફ વધારે સહાનુભૂતિ થઇ. માતાનો પ્રેમ હતો ત્યારે બધા વહાલ કરતા હતા; એ પ્રેમ જતાં જાણે બધા જ નિષ્ઠુર થઇ ગયા. પિતાની આંખમાં પણ સ્નેહનો એ ઉમળકો નહોતો. દરિદ્રને કોણુ ચહાય !

છ મહિના વીતી ગયા. અચાનક એને એક દિવસ ખબર પડી કે એની નવી મા આવનાર છે. દોડતો પિતા પાસે પહોંચી ગયો. પૂછ્યું: "મારી નવી માતા આવવાની છે?" પિતાએ કહ્યું: "હા બેટા, એ આવીને તને પ્યાર કરશે."

સત્યઃ "મારી માતા સ્વર્ગમાંથી આવવાની છે?"

દેવઃ "હા, ત્યાંથી જ."

સત્યઃ "મને એવી જ રીતે પ્યાર કરશે?"

દેવપ્રકાશ આનો શું ઉત્તર આપે? ગમે તેમ પણ સત્યપ્રકાશ તે દિવસથી પ્રફુલ્લ રહેવા લાગ્યો. 'મા આવશે, મને ગોદમાં લઇને બચ્ચી કરશે! હવે હું કોઇ દિવસ એની સાથે આડાઇ નહિ કરું. ક્યારે ય જીદ કરીને એને નહિ સતાવું!'

લગ્નના દિવસો આવ્યા. ઘરમાં તૈયારીઓ થવા માંડી. સત્યપ્રકાશનો આનંદ સમાતો નહોતો. જાનમાં પણ સાથે ગયો. નવાં કપડાં મળ્યાં, પાલખીમાં બેસવાનું મળ્યું. દાદીમાએ અંદર બોલાવ્યો અને વહાલથી એક બચ્ચી કરીને હાથમાં એક રુપિયો આપ્યો. ત્યાં જ એને નવી માનાં દર્શન થયાં. તેની દાદીમાએ કહ્યું:

"બેટા, જોયો કેવો વહાલસોયો બાળક છે, એને દિલથી ચહાજે."

સત્યપ્રકાશે નવી માતાને જોઇ અને મુગ્ધ થઇ ગયો. એક લાવણ્યમયી મૂર્તિ અલંકારોથી શોભતી સામે ઊભી હતી. એણે બન્ને હાથે એનો છેડો પકડી કહ્યું: "બા!"

કેવો અરુચિકર, લજ્જાયુક્ત અને અપ્રિય એ શબ્દ હતો! દેવપ્રિયા સ્નેહ, ત્યાગ અને ક્ષમાનું આ સંબોધન સહન કરી શકી નહિ. હજી તો એની આંખ આગળ સ્નેહ અને વિલાસનું સ્વપ્નું રમતું હતું. જુવાનીની મદમસ્તીમાં મશગુલ હતી. આ શબ્દે એનું સુખદ સ્વપ્ન વીખેરી નાખ્યું. જરા અણગમતું મુખ કરીને બોલી: "મને મા ન કહેવી."

સત્યપ્રકાશે વિસ્મિત થઇને જોયું! એનું ય બાલસ્વપ્ન તૂટી પડયું. આંખો ભરાઇ ગઇ. દાદીમાએ કહ્યું: "બેટા, જો તો ખરી, બાળકનું દિલ ભરાઇ ગયું. તને મા કહી એમાં તારું શું કાઢી લીધું?"

દેવપ્રિયાએ અપ્રિય લાગે એવા ભાવથી કહ્યું: "મારે મા નથી થવું."

## ૩

શોકયનો પુત્ર વિમાતાની આંખોમાં કેમ આટલો બધો ખટકે છે, એનો નિર્ણય હજી સુધી કોઇ માનસશાસ્ત્રીએ કર્યો નથી. દેવપ્રિયા સગર્ભા બની ત્યાંસુધી સત્યપ્રકાશ સાથે થોડી ય વાતચીત કરતી હતી, પણ સગર્ભા બનતાં જ એનો વ્યવહાર કઠોર થઇ ગયો. પ્રસવકાળ જેમ જેમ પાસે આવતો હતો, તેમ તેમ એની કઠોરતા વધતી જતી હતી. જે દિવસે એની ગોદમાં ચંદ્રમા જેવું એક બાળક રમવા માંડયું ત્યારે તો સત્યપ્રકાશનો હરખ સમાયો નહિ. બાળક જોવા માતાના ખાટલા સુધી તે દોડી ગયો. નાનું બચ્ચું

માતાના ખોળામાં પોઢેલી નિર્દોષતાની જેમ આંખો મીંચીને પડ્યું હતું. સત્યપ્રકાશે ઉત્સુકતા અને વહાલથી બાળકને હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો. તે જોતાં દેવપ્રિયાએ જરા રોષભર્યે અવાજે કહ્યું: "ખબરદાર, એને અડકીશ નહિ; નહિ તો કાન પકડીને બહાર કાઢી મૂકીશ."

સત્યપ્રકાશ જેટલા ઉત્સાહથી ગયો હતો એટલા જ શોકથી પાછો ફર્યો, અને પોતાની ઓરડીમાં આવીને પેટ ભરીને રોયો. 'કેટલું સુંદર બાળક છે! હું એને ગોદમાં લઇને બેસત તો કેવી મઝા આવત! હું એને ઓછો કંઇ પાડી નાખત કે રડાવત! ત્યારે શા ખાતર માતાએ ગુસ્સો કર્યો?' બીચારા એ બાળકને શું ખબર કે આ ગુસ્સાનું કારણ માતાની દરકાર નહિ પણ બીજું કંઇ છે.

નવા બાળકનું નામ જ્ઞાનપ્રકાશ રાખવામાં આવ્યું. એક દિવસ એ સૂઇ રહ્યો હતો. દેવપ્રિયા નાહતી હતી. સત્યપ્રકાશ ચુપકીથી આવ્યો અને બાળકને અનિમેષ નયને નીરખી રહ્યો એને વહાલ આવ્યું કે એક બચ્ચી કરી લઉં, પણ ડરના માર્યા એણે કશું કર્યું નહિ. માત્ર એના કપાળ પર ધીરેથી હાથ મૂકયો. એટલામાં દેવપ્રિયા આવી. સત્યપ્રકાશને ત્યાં જોતાં જ ઊભી ને ઊભી સળગી ગઇ. દૂરથી જ બૂમ પાડી: "હટી જા ત્યાંથી."

સત્યપ્રકાશ ધુત્કારેલા ભિખારીની જેમ માતાને જોતો જોતો બહાર ચાલ્યો ગયો.

સંધ્યાસમયે પિતાએ પૂછ્યું: "સતુ, તું જ્ઞાનુને શા માટે રડાવે છે?"

સત્ય: "હું તો એને જરા પણ રડાવતો નથી. માતા મને રમાડવા જ દેતી નથી ને."

દેવ: "જુઠું બોલે છે? આજે તેં એને ચુંટી ખણી હતી ને!"

સત્ય: "જી નહિ, મેં તો માત્ર એના કપાળ પર હાથ જ મૂકયો હતો."

દેવ: "જુઠ્ઠો !"

સત્ય: "હું જુઠ્ઠું નથી બોલતો."

દેવપ્રકાશને ક્રોધ ચઢયો. બાળકને બેત્રણ થપાટો ચોઢી દીધી. નિરપરાધી સત્યપ્રકાશને પહેલી જ વાર જીવનમાં આવી સજા થઇ. આ પ્રસંગે એના જીવનની દિશા પલટી નાખી.

૪

તે દિવસથી સત્યપ્રકાશના સ્વભાવમાં એક વિચિત્ર પરિવર્તન દેખાવા માંડયું. ઘરમાં બહુ જ ઓછું રહેતો. પિતા આવતા તો તેમનાથી મોઢું સંતાડતો. કોઇ તેડવા આવતું તો ચોરની જેમ જઇને છાનોમાનો જમી આવતો. પહેલાં એની બુદ્ધિ તીવ્ર અને તેજસ્વી હતી, એની સ્વચ્છતા, સાલસતા અને સ્ફૂર્તિ પર લોકો મુગ્ધ રહેતા. હવે ભણવામાં એનું ચિત્ત નહોતું ચોંટતું, મેલોઘેલો ગમે તેમ બેપરવા ફરતો. ઘરમાં કોઇ વહાલ કરનાર નહોતું. મહોલ્લાના છોકરાઓ સાથે ગમે ત્યાં ભટકતો. થોડા દિવસની ખરાબ સોબતથી ગાળો બોલતો થઇ ગયો, શરીર લેવાઇ ગયું. મુખની કાંતિ અલોપ થઇ ગઇ. દેવપ્રકાશને કાને રોજ ને રોજ એની ફરિયાદો આવતી અને સત્યપ્રકાશ રોજ બેચાર તમાચાનો ભોગ થઇ પડતો.

જ્ઞાનપ્રકાશને ભણાવવા ઘેર માસ્તર આવતો હતો. દેવપ્રકાશ એને રોજ સાથે ફરવા લઇ જતા. હસમુખો બાળક હતો. દેવપ્રિયા એને હમેશાં સત્યપ્રકાશથી દૂર ને દૂર રાખતી. બે બાળકોમાં કેટલું અંતર હતું! એક સ્વચ્છ, સુંદર કપડાંમાં સજ્જ, વિનયી અને જોનારનું વહાલ આકર્ષે એવો હતો; બીજો મેલો, નફ્ટ, ચોરોની

જેમ મોઢું સંતાડનારો, ગાળો બકનારો અને હરામી! એક ખીલતો, સ્નેહથી સિંચાતો પ્રફુલ્લિત છોડ અને બીજો ઊગતાં પહેલાં કરમાયલું સુકું અને પલ્લવહીન વૃક્ષ, જેને કેટલી ય મુદ્દતથી પાણી જ મળ્યું નથી. એકને જોઇને માતાપિતાની છાતી ભરાતી, બીજાને જોઇને આખા શરીરમાં આગ લાગતી.

નવાઇ તો એ હતી કે સત્યપ્રકાશને પોતાના નાનાભાઇ પ્રત્યે જરા ય દ્વેષ કે ઇર્ષ્યા નહોતાં. એના અંતરમાં જ્ઞાનપ્રકાશ પ્રત્યેનો સ્નેહ જ માત્ર ભીંજાયલો ભાવ હતો. મરુભૂમિ જેવા એના અંતરમાં એ જ માત્ર એક હરિયાળી હતી. ઈર્ષ્યા સામ્યભાવની દ્યોતક છે. સત્યપ્રકાશ પોતાના ભાઈને પોતાના કરતાં ઉચ્ચ અને સુભાગી માનતો. એનામાંથી ઈર્ષ્યાનો ભાવ જ અલોપ થઈ ગયો હતો.

ઘૃણાથી ઘૃણા જન્મે છે અને પ્રેમથી પ્રેમ ઉદ્ભવે છે. જ્ઞાનપ્રકાશ પણ મોટાભાઇને ચાહતો હતો. કયારેક મોટાભાઇનો પક્ષ લઇને પોતાની માતા સાથે પણ વિવાદ કરતો. માતાને કહેતો: "ભાઇનો કોટ ફાટી ગયો છે, નવો કરાવી આપો." માતા ઉત્તર આપતી: "એને તો એ જ શોભે, હજી તો એ કપડાં વિનાનો થઇ જશે." જ્ઞાનપ્રકાશને એમ થતું કે પોતાને મળતા પૈસામાંથી એ ભાઇને કંઈક આપે. પણ સત્યપ્રકાશ કશું સ્વીકારતો જ નહિ. જ્યાં સુધી ઘરમાં બન્ને ભાઇ એકલા રહેતા ત્યાંસુધી સત્યપ્રકાશ જીવતો લાગતો. એના જીવનનો ગંદવાડ વીસરાઇ જતો અને એનો આત્મા ખૂબ સતેજ બનતો.

એક વખત કેટલાય દિવસ સુધી સત્યપ્રકાશ નિશાળે ન ગયો. પિતાએ પૂછ્યું: "તું આજકાલ નિશાળે કેમ નથી જતો? તું એમ ધારે છે કે મેં તને પોપરાનું ખત લખી આપ્યું છે?"

સત્ય: "મારા ઉપર દંડ અને ફીના રુપિયા ચઢી ગયા છે. જાઉં છું તો ખરો પણ કલાસમાંથી કાઢી મૂકે છે."

દેવઃ "ફી કેમ બાકી છે? એ તો તું મહિને મહિને લઈ જાય છે?"

સત્યઃ "રોજ રોજ કંઈ નવું નવું ઉઘરાણું હોય છે એટલે ફીના રુપિયા મારાથી એમાં આપી દેવાયા."

દેવઃ "અને દંડ કેમ થયો?"

સત્યઃ "ફી ન આપી એટલે."

દેવઃ "તેં ઉઘરાણામાં શા માટે કંઈ યે આપ્યું?"

સત્યઃ "જ્ઞાનુએ આપ્યું એટલે મેંય આપ્યું."

દેવઃ "તું જ્ઞાનુની ઈર્ષ્યા શા માટે કરે છે?"

સત્યઃ "જ્ઞાનુની ઈર્ષ્યા હું કરતો જ નથી. અહીં ઘેર અમને બન્નેને જુદા ગણવામાં આવે છે પણ બહાર તો લોકો અમને એક જ સમજે છે. એટલે મારી પાસે કશું નથી એવું કહેતાં મને શરમ આવે છે."

દેવઃ "શા માટે શરમ આવે છે?"

સત્યઃ "કારણ આપની પ્રતિષ્ઠા જાય."

દેવઃ "ઓહો! એટલે તમે મારી આબરૂ સાચવો છો એમ! ત્યારે એવું જ સ્પષ્ટ કહોને કે હવે ભણવાની ઇચ્છા જ નથી. મારી પાસે એટલા રુપિયા નથી કે હું તમને એક જ કલાસમાં ત્રણ ત્રણ વરસ ભણાવ્યા કરું. જ્ઞાનુ તારાથી કેટલો નાનો છે છતાં તારાથી એક જ વર્ષ પાછળ છે. તમે આ સાલ જરૂર નાપાસ થવાના ને એ તમારી જોડે આવશે. એટલે પછી તમારું કાળું મોઢું કોને બતાવશો?"

સત્યઃ "વિદ્યા મારા નસીબમાં જ નથી."

દેવઃ "ત્યારે તમારા નસીબમાં શું છે?"

સત્યઃ "ભીખ!"

દેવઃ "તો ભીખ માગો. મારા ઘરમાંથી ચાલ્યા જાવ."

એટલામાં દેવપ્રિયા આવી પહોંચી. બોલી: "શરમાતો નથી ગમે તેવા જવાબો આપતાં!"

સત્ય: "જેના ભાગ્યમાં ભીખ લખેલી હોય છે, તે જ માણસો બચપણમાં અનાથ થઇ જાય છે."

દેવપ્રિયા: "જીવતાં સળગાવી મૂકે એવી વાતો હું સાંભળવાની નથી. તને જોઇને તો હું લોહીનો ઘુંટડો પી જાઉં છું."

દેવપ્રકાશ: "મૂર્ખ છે, કાલથી એનું નામ કઢાવી નાખો. ભીખ માગવી છે તો ભલે ભીખ માગે."

૫

જે દિવસે સત્યપ્રકાશે ઘરમાંથી નીકળવાની તૈયારી કરી. એની વય હજી સોળ વરસની જ હતી. આ વાતાવરણમાં ઘરમાં રહેવું એને અસહ્ય લાગ્યું. જ્યાં સુધી હાથપગ નહોતા, કુમારાવસ્થાની નિરાધારતા હતી ત્યાં સુધી અવહેલના, નિરાદર, નિષ્ઠુરતા, સર્વ કંઈ સહન કરીને ઘરમાં રહી શકાયું; પણ હવે હાથપગ સાબૂત હતા તો શા માટે બંધનમાં રહેવું? સ્વાભિમાન આશાની જેમ ચિરંજીવ હોય છે.

ગરમીના દિવસો હતા. બપોરનો સમય હતો. ઘરમાં બધાં માણસો આરામ લેતાં હતાં. સત્યપ્રકાશે પોતાનું પહેરણ અને ધોતિયું બૅગમાં નાખ્યાં, અને ગુપચુપ ચાલ્યા જવાનો મનસુબો કર્યો. પણ નીકળવા જાય છે ત્યાં જ્ઞાનુ સામો આવ્યો. સત્યપ્રકાશને જતો જોઇને પૂછ્યું: "ભાઇ, ક્યાં જાઓ છો?"

સત્ય: "જાઉં છું. કોઇ ઠેકાણે બાટકી આવશ."

જ્ઞાન: "હું જઇને માતાને કહું છું."

સત્ય: "તો પછી હું તને પણ ખબર નહિ પડે એમ ચાલ્યો જઈશ."

જ્ઞાન: "શા માટે ચાલ્યા જશો? તમને મારી પણ મહોબત નથી?"

સત્યપ્રકાશે ભાઈને છાતી સરસો દાબીને કહ્યું: "તને છોડીને જતાં જીવ તો નથી ચાલતો; પણ જ્યાં કોઈ પૂછનાર નહિ, પ્યાર કરનાર નહિ, ત્યાં રહેવું અસહ્ય છે. કોઈ ઠેકાણે મજૂરી કરી લઈશ અને બીજાં પ્રાણીઓ જીવે છે એમ જીવીશ. અને મારું એમ જ થવું જોઈએ."

જ્ઞાન: "માતા શા માટે તમારી સાથે આવું વર્તન રાખે છે? મને પણ તમારી સાથે હળવામળવાની ના કહે છે."

સત્ય: "મારું નસીબ ફૂટેલું છે."

જ્ઞાન: "તમને ભણવાનું નથી ગમતું?"

સત્ય: "મને ગમતું જ નથી. હું શું ભણું? જ્યારે કોઈને મારી પરવા જ નથી ત્યારે મનેય એમ થાય છે કે ગમે તેમ જીવાશે અને બહુ તો મરી જવાશે."

જ્ઞાન: "મને ભૂલી તો નહિ જાવ ને! હું તમને પત્ર લખીશ. મને પણ એક વખત તમારી પાસે બોલાવજો."

સત્ય: "નિશાળને સરનામે તને પત્ર લખીશ."

જ્ઞાનુએ રડતાં રડતાં કહ્યું: "મને કોણ જાણે પણ તમારા ઉપર ખૂબ હેત આવે છે."

સત્ય: "હું તને રોજ યાદ કરીશ."

આટલું કહીને ભાઈને ફરીથી છાતી સરસો ચાંપ્યો અને ઘરમાંથી વિદાય લીધી. પાસે તો કોડી ય નહોતી; પણ એણે કલકત્તાનો રસ્તો લીધો.

૬

સત્યપ્રકાશ ચકોર જુવાન હતો. પહેલેથી જ એણે મનમાં નક્કી કર્યું હતું કે કલકત્તામાં શું કરીશ અને ક્યાં રહીશ એની બૅગમાં લખવાનાં સાધનો હતાં. મોટાં શહેરોમાં જિંદગીનો પ્રશ્ન કઠણ પણ છે અને સરળ પણ છે; પણ જે લોકો બુદ્ધિજીવી છે તેમને માટે કઠણ છે. સત્યપ્રકાશને મજૂરી કરવી એ હીણપદ લાગતી હતી. એણે એક ધર્મશાળામાં નિવાસ કર્યો અને એક સારા લત્તામાં પોસ્ટ ઑફિસ આગળ લખવાનો સામાન પાથરી બેઠો. એણે અજાણ મજૂરો અને ખેડૂતોના કાગળ વગેરે લખી આપવાનો વ્યવસાય શરૂ કર્યો. પહેલાં થોડા દિવસ તો એને પેટપુરતા ય પૈસા ન મળ્યા, પણ ધીરે ધીરે એની આવક વધવા માંડી. મજૂરો સાથે એ એટલા વિનયથી વર્તતો, એમના સમાચાર એટલી વિસ્તૃત રીતે લખી આપતો કે એ બીચારા અભણ ખૂબ ખુશ થતા. અભણ લોક એક જ વાતને ત્રણચાર વખત લખાવે છે એમની દશા પેલા રોગી જેવી હોય છે, જે વૈદની આગળ પોતાની વેદના ત્રણચાર વાર કહી નાખે છે. સત્યપ્રકાશ મજૂરોના ટૂંકા સમાચાર બરાબર લંબાણથી વિગતવાર લખતો એટલે મજૂરો એના પર મુગ્ધ રહેતા. એક સંતોષાઇને જતો તે બીજા દશને ઘસડી લાવતો. એક જ મહિનામાં બે રૂપિયા રોજ મળતા થઇ ગયા. સત્યપ્રકાશે ધર્મશાળામાંથી નીકળીને પાંચ રૂપિયા ભાડાની એક ઓરડી રાખી. એક વખત રાંધતો અને બે વખત જમતો. વાસણ હાથે માંજતો અને જમીન ઉપર સૂઇ રહેતો. એને પોતાની ગરીબાઈ પર જરા ય દુઃખ કે ખેદ નહોતાં. ઘરના લોકોની સ્મૃતિ જવલ્લે જ થતી. એને પોતાની દશાથી સંતોષ હતો. માત્ર જ્ઞાનપ્રકાશનાં સ્નેહસ્મરણો ક્યારેક સતાવતાં. એના જીવનના અંધકારમાં આ જ એક આછો પ્રકાશ હતો. વિદાયનું અંતિમ દશ્ય એની દૃષ્ટિ સમક્ષ

તરવરી રહેતું. એક દિવસ નિરાંતે એણે જ્ઞાનપ્રકાશને એક પત્ર લખ્યો. ઉત્તર આવ્યો. એના આનંદની સીમા ન રહી. જ્ઞાનુ મને યાદ કરીને રડે છે, તેને મારી પાસે આવવું છે, સ્વાસ્થ્ય પણ ઠીક નથી. તરસ્યાને પાણી પીવાથી જેટલ શાંતિ થાય એટલી શાંતિ સત્યપ્રકાશને એ પત્રથી થઈ. હું એકલો નથી, મને ય સંભારનારું કોઈ છે.

એ દિવસે એને એમ થયું કે જ્ઞાનુને માટે કંઈક ભેટ મોકલવી જોઈએ. જુવાનોને મિત્રો જલદી મળી જાય છે. સત્યપ્રકાશને પણ કેટલાક યુવકો સાથે મિત્રતા થઈ ગઈ હતી. એમની સાથે ઘણી વાર નાટક સીનેમાની મઝા કરી, ઘણી વખત શરાબખોરીનો શોખ કર્યો. આ શોખમાં ને મઝામાં જેટલું મળતું તેટલું ખર્ચાઇ જતું. નૈતિક અને શારીરિક વિનાશ તરફ સત્યપ્રકાશ ઝડપથી મજલ કાપતો હતો. જ્ઞાનપ્રકાશના પ્રેમપત્રે એના પગ પકડી લીધા. ભેટના પ્રયત્નોએ આ દુર્વ્યસનોમાંથી એનું ગળું છોડાવ્યું. સીનેમા–નાટકનો ચસ્કો દૂર થયો, મિત્રોને વારંવાર બહાનાં બતાવી ટાળવા માંડયો. થોડા રૂપિયા ભેગા કરવાની સહૃદય અને પ્રમાણિક ઇચ્છાએ બધી લાલસાઓને પરાસ્ત કરી દીધી. એને થયું કે એક સુંદર સોનાનીઘડિયાળ જ્ઞાનુને ભેટ મોકલું. પચાસ રુપિયા થશે. ત્રણ મહિના કરકસરથી કામ કરું તો આ રકમ મુશ્કેલ નથી. જ્ઞાનુ ઘડિયાળ જોઈને ખૂબ રાજી થશે. માતા અને પિતાજી પણ જોશે. એમને પણ ખબર તો પડશે કે હું ભૂખે નથી મરતો. સત્યપ્રકાશ સવારથી સાંજ સુધી એકધારી મહેનત કરતો. એના ગ્રાહકોની સંખ્યા દિવસે દિવસે વધતી જતી હતી. કાગળો ઉપરાંત તાર લખવા જેટલો પણ એણે અભ્યાસ કરી લીધો હતો. બે મહિનામાં જ પચાસ રુપિયા એકઠા થઈ ગયા. અને જ્યારે એણે સોનાની ઘડિયાળ અને સુંદર સાંકળીનું પારસલ જ્ઞાનપ્રકાશને મોકલ્યું ત્યારે કોઈ નિઃસંતાનને પુત્ર થાય એટલો આનંદ એને થયો.

૭

"ઘર' કેટલી કોમળ, પવિત્ર અને મનોહર સ્મૃતિઓને જાગ્રત કરે છે! એ પ્રેમનું મંદિર છે. પ્રેમે ઉગ્ર તપસ્યા પછી આ વરદાન મેળવ્યું છે.

કિશોર વયમાં 'ઘર' માતાપિતા, ભાઇબહેન, સખીઓ અને મિત્રોની યાદ આપે છે; પ્રૌઢાવસ્થામાં ગૃહિણી અને બાળકોનો પ્રેમ સાંભરે છે. એ એક લહર છે જે માનવજીવનમાત્રને સ્થિર રાખે છે, એને સમુદ્રનાં તોફાની મોજાંઓમાં અટવાતો અને ખડકો સાથે અથડાતો બચાવી લે છે. ઘર એવું સમર્થ મંદિર છે જે જીવનનું સમસ્ત વિઘ્નો અને બાધાઓથી રક્ષણ કરે છે.

સત્યપ્રકાશનું ઘર ક્યાં હતું? એવી કઇ શક્તિ હતી જે કલકત્તાનાં વિરાટ પ્રલોભનોથી એને બચાવતી હતી? માતાનો પ્રેમ, પિતાનું વહાલ, બાળકોની ચિંતા? ના. એનો રક્ષક, ઉદ્ધારક જે કહો તે માત્ર જ્ઞાનપ્રકાશનો સ્નેહ હતો. એ નિમિત્તે એ એક એક પૈસાની દરકાર કરતો, પરિશ્રમ કરતો અને કમાણીની નવી નવી રીતો શોધતો અને અજમાવતો. એને જ્ઞાનુના પત્રથી માલમ પડયું કે પિતાજીની આર્થિક સ્થિતિ નબળી પડતી જતી હતી. એમણે એક ઘર બંધાવ્યું હતું તેમાં વધારે ખર્ચ થવાથી થોડું કરજ કરવુ પડયું હતું. એટલે હવે જ્ઞાનપ્રકાશને ભણાવવા ઘેર માસ્તર આવતો નહતો. આથી સત્યપ્રકાશ દરમહિને કંઇ ને કંઇ જ્ઞાનુને જરૂર મોકલતો. હવે એ માત્ર પત્રલેખક નહોતો રહ્યો, એણે લખવાના સામાનની એક નાનીશી દુકાન કાઢી હતી. આમ ને આમ પાંચ વર્ષ વીતી ગયાં. રસિક મિત્રોએ જોયું કે અહીં બરાબર હાથ પડતો નથી એટલે એમણે વિદાય લીધી.

## ૮

સંધ્યાનો સમય હતો. દેવપ્રકાશ પોતાના મકાનમાં દેવપ્રિયા સાથે જ્ઞાનપ્રકાશના લગ્ન સંબંધી વાતો કરતા હતા. જ્ઞાનુ હવે સત્તર વર્ષનો જુવાન થયો હતો. બાળલગ્નના વિરોધી હોવા છતાં પણ દેવપ્રકાશ પુત્રનું લગ્ન કરવા એકપગે થઇ રહ્યા હતા, કારણકે એના પાંચ હજાર ઊપજતા હતા.

દેવપ્રકાશઃ "હું તો તૈયાર છું, પણ તારો પુત્ર કયાં માને છે?"

દેવપ્રિયાઃ "તમે વાતચીત નક્કી કરી લો. એ તો તૈયાર થઇ જશે. બધા જ છોકરાઓ પહેલાં તો ના જ કહે છે."

દેવપ્રકાશઃ "જ્ઞાનુની ના માત્ર સંકોચની ના નથી, એ તો સિદ્ધાંતની ના છે. એ સાફ કહે છે કે જ્યાંસુધી મોટાભાઇનું લગ્ન ન થાય ત્યાંસુધી મારે લગ્ન કરવું નથી."

દેવપ્રિયાઃ "એને કોણ આપે! કલકત્તામાં એ સીધો રહ્યો હશે!"

દેવપ્રકાશ ચિઢાઇ ગયા. ગુસ્સો નહોતો કરવો છતાં થઇ ગયો; બોલ્યાઃ "સીધો ન ચાલતો હોત તો તારા છોકરાને અમરથા મહિને ચાળીસ રુપિયા મોકલતો હશે? તારું મન તો કોણ જાણે એને વિચિત્ર રૂપે જ જુએ છે. એ બિચારો એનો પ્રાણ આપે તો ય તારે મન કંઈ જ નહિ."

દેવપ્રિયા રૂઠીને ચાલી ગઇ. દેવપ્રકાશ એની પાસે એ જ કબૂલ કરાવવા ઇચ્છતા હતા કે, પહેલાં સત્યપ્રકાશનું લગ્ન કરવું જ ઉચિત છે. એમની પોતાની પણ એવી ઇચ્છા હતી કે પહેલાં મોટા પુત્રનું થાય તો સારું. દેવપ્રિયાના ઊઠી ગયા પછી એમણે પહેલી વાર સત્યપ્રકાશને પત્ર લખ્યો.

સત્યપ્રકાશને પિતાનો પત્ર વાંચીને દુઃખ થયું. મારા બંધુભાવનું આ પરિણામ આવશે એવું તેણે નહોતું ધાર્યું. પિતાનું દુઃખ તેને લાગ્યું, પણ તેણે નિશ્ચય કર્યો કે લગ્ન કરવું જ નથી. આપણું કૌટુંબિક જીવન અન્યાયભર્યું છે. એ કુમતિ અને વૈમનસ્ય, ક્રૂરતા અને નૃશંસતાનું બીજારોપણ કરે છે. સગી આંખે જોવા છતાં હું એ પાપમાં નહિ પડું. હા, હું જ્ઞાનુને સમજાવીશ, મારી પાસે જેટલી મૂડી છે તે બધી એને માટે મોકલી દઈશ. બસ, એનાથી વધારે મારાથી કંઈ નહિ બને. અને કદાચ જ્ઞાનુ પણ કુંવારો રહે તો એથી સંસાર કંઈ સૂનો નથી થઈ જવાનો. એવા પિતાના પુત્રના જીવનમાં પાછો એ જ અભિનય તો નહિ ભજવાય કે જેણે મારું સર્વનાશ કર્યું ?

બીજે દિવસે સત્યપ્રકાશે એકહજાર રૂપિયા પિતાને મોકલ્યા અને પત્રનો ઉત્તર લખ્યો. યાદ કરવા માટે જાતને સુભાગી લેખી જ્ઞાનુના લગ્નની મુબારકબાદી આપી અને પોતાના વિવાહ સંબંધમાં લખ્યું કે, મારા ઉપર જે વીતી છે એ જોતાં લગ્નની જોખમદારી સ્વીકારું તો મારા જેવો મૂરખ બીજો કોઈ નહિ. લગ્નની ચર્ચાથી જ મારા હૃદયને દુઃખ થાય છે એટલે આપ મને માફ જ કરશો.

બીજો પત્ર જ્ઞાનપ્રકાશને લખ્યો: " માતાપિતાની આજ્ઞા પાળજે. હું તો અભણ, મૂર્ખ અને બુદ્ધિહીન માણસ છું. મને લગ્ન કરવાનો હક્ક નથી" વગેરે.

૯

દેવપ્રકાશ ઉત્તર વાંચીને અવાક્ બની ગયા. ફરીથી આગ્રહ કરવાની હિંમત ન ચાલી. દેવપ્રિયાએ નાક ચઢાવીને કહ્યું: " એ તો જોયામાં માણસ છે, બાકી કાળો નાગ છે. કરડે તો જીવ લે."

જ્ઞાનપ્રકાશને પત્ર વાંચતાં ખૂબ દુઃખ થયું. પિતા અને માતાના અન્યાયે જ સત્યપ્રકાશને આ વ્રત ધારણ કરવાની ફરજ પાડી હતી.

એમણે જ મોટાભાઇને અનાથ બનાવ્યા, અનાથતાએ જીવન બગાડ્યું. કોણ જાણે માતાને આટલો દ્વેષ ક્યાંથી!

સમી સાંજે જ્યારે માતપિતા લગ્નની જ વાત કરતાં હતાં ત્યારે જ્ઞાનપ્રકાશે આવીને કહ્યું: "હું કાલે મોટાભાઇને મળવા જાઉં છું."

દેવપ્રિયા: "કલકત્તે જઇશ?"

જ્ઞાન: "હા."

દેવપ્રિયા: "એને જ અહીં કેમ નથી બોલાવતો?"

જ્ઞાન: "કયે મોઢે એમને અહીં બોલાવું? તમે માબાપ થઇને પહેલેથી તો કલંકના કાજળથી મારું મોઢું કાળું કર્યું છે. આવો દેવ જેવો ભાઇ તમારે ખાતર આજે વિદેશ ભોગવે છે. અને હું એટલો નિર્લજ્જ બનું કે........"

દેવપ્રિયા: "ચૂપ મર, લગ્ન ન કરવું હોય તો ના કરીશ. બળતામાં ઘી નથી હોમવાનું. માતાપિતાનો ધર્મ છે એટલે કહું છું, નહિ તો અહીં કોને પડી છે? તું લગ્ન કર કે કુંવારો રહે પણ મારી નજર આગળથી દૂર થા."

જ્ઞાન: "કેમ મારું મોઢું ય નકામું થઈ ગયું?"

દેવપ્રિયા: "જ્યારે તું અમારા વશમાં જ નથી, તો પછી તારે મરવું હોય ત્યાં મર. અમે એમ જ માનીશું કે ભગવાને અમને દીકરો આપ્યો જ નથી."

દેવપ્રકાશ: "શા માટે આવું નિરર્થક બોલે છે?"

જ્ઞાન: "તમારી એવી ઇચ્છા હશે તો તેમ થશે."

દેવપ્રકાશે જોયું કે આ તો કાંટાનું કંટેસર થયું. દેવપ્રિયા ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. રડતાં રડતાં બોલી: "મરી જઇશ પણ એ કુળકલંકનું મોઢું નથી જોવાની."

અંતે દેવપ્રકાશથી ન રહેવાયું ત્યારે બોલી ઊઠયા: "તારે લીધે તો એને ઘર છોડવું પડયું."

દેવપ્રિયા: "આ બધું ઝેર એ ચંડાળે જ વાવ્યું છે. એટલે દૂર બેઠો બેઠો ય મને જંપવા નથી દેતો. મારા દીકરાને મારી પાસેથી છીનવી લેવા જ એણે આ પ્રેમનો સ્વાંગ રચ્યો છે. હું એની નસેનસ ઓળખું છું. હવે તો એ મારો પ્રાણ લેશે ત્યારે જ જંપશે; નહિ તો જ્ઞાનુ જેવો આજ્ઞાંકિત બાળક આજે મને આમ બાળવાની હામ કેમ ધરે?"

દેવપ્રકાશ: "એ તો હમણાં ગુસ્સામાં આમ બોલી ગયો છે. જરા શાંત થશે એટલે હું સમજાવીશ!"

દેવપ્રિયા: "છોકરો મારા હાથમાંથી ગયો."

દેવપ્રિયાની આ શંકા ખરી પડી. દેવપ્રકાશે પુત્રને ખૂબ સમજાવ્યો. કહ્યું 'તારી માતા શોકમાં મરી જશે,' પણ એ તો એકનો બે ન થયો.

ત્રણ વર્ષ સુધી દરેક વર્ષે આ લગ્નનો પ્રશ્ન ઊઠતો અને શમી જતો. જ્ઞાનપ્રકાશ પોતાની પ્રતિજ્ઞા પર અટલ હતો. માતાનું રોવું-કકળવું નિરર્થક ગયું, હા, તેણે તેનું એક કહેવું માન્યું–મોટાભાઇને મળવા કલકત્તા ન ગયો.

ત્રણ વર્ષમાં તો ઘરમાં ખૂબ ફેરફારો થઇ ગયા. દેવપ્રિયાની ત્રણે કન્યાઓનાં લગ્ન થઇ ગયાં. હવે ઘરમાં એના સિવાય કોઇ સ્ત્રી ન હતી. સૂનું ઘર એને ખાવા ધાતું હતું. જ્યારે નિરાશા અને ક્રોધથી વ્યાકુળ બની જતી ત્યારે પેટ ભરીને સત્યપ્રકાશને ભાંડતી.

દેવપ્રકાશના સ્વભાવમાં એક વિચિત્ર ઉદાસીનતા પ્રગટ થવા માંડી. એમણે પેન્શન લઇ લીધું હતું અને તેઓ ધર્મગ્રંથોમાં મગ્ન રહેતા. જ્ઞાનપ્રકાશ એમ. એ. થઇ ગયો હતો અને એક ાલેજમાં પ્રૉફેસર બન્યો હતો. દેવપ્રિયા સંસારમાં એકલી હતી.

એ પોતાના પુત્રને લગ્ન માટે રોજ ટોકતી અને મેણુટોણું કરતી. નાતમાં કઇ કન્યા રૂપાળી છે અને કઇ ભણેલી છે એની રોજ ચર્ચા કરતી. પણ જ્ઞાનપ્રકાશને એ વાતો સાંભળવાની પુરસદ નહોતી.

ફળિયાનાં બીજાં ઘરોમાં રોજ વિવાહ થતા, વહુઓ આવતી, એમની ગોદમાં બાળકો રમવા માંડતાં અને ઘર નંદનવન બની રહેતું. કોઈ ઠેકાણે વિદાય દેવાતી, કોઈ ઠેકાણે વધાઇઓ આવતી અને કોઈ ઠેકાણે ચોઘડિયાં વાગતાં; આ બધું જોઇને ચંચળ દેવપ્રિયા સમસમી રહેતી. એને એમ થતું કે હું સંસારમાં સૌથી અભાગી સ્ત્રી છું. આવા ને આવા વિચારોમાં એની દશા ઉન્માદિની જેવી બની ગઇ. તલ્લીનતા ઉન્માદનો મુખ્ય ગુણ છે. તલ્લીનતા અત્યંત રચનાશીલ હોય છે. દેવપ્રિયાને કયારેક એમ થતું કે સત્યપ્રકાશ ઘરમાં આવ્યો છે અને મને મારવા માગે છે, જ્ઞાનપ્રકાશને ઝેર દેવા તૈયાર થયો છે. એક દિન એણે સત્યપ્રકાશને એક પત્ર લખ્યો અને એમાં પેટ ભરીને ગાળો લખી. પછી તો રોજ એવો પત્ર લખવા માંડયો. ગાળોથી ભરપૂર પત્ર લખ્યા વિના એને ચેન પડતું નહિ.

## ૧૦

જ્ઞાનપ્રકાશનું પ્રૉફેસર બનવું સત્યપ્રકાશ માટે ઘાતક નીવડયું. પરદેશમાં એને એટલો જ સંતોષ હતો કે હું નિરાધાર નથી. હવે એ આલંબન જતું રહ્યું. જ્ઞાનપ્રકાશે ભાર દઇને લખ્યું કે હવે મારે માટે પૈસા મોકલવાની જરૂર નથી, કારણ હવે હું કમાતો થયો છું.

સત્યપ્રકાશ એ સ્નેહને ખાતર દુઃખ સહન કરીને ય સુખ માનતો. આ ફેરફારથી તેના જીવનમાં પાછો નવો ફેરફાર થવા માંડયો. વધતી જતી વિલાસિતાએ શરીર પર અસર કરી. જીવનની

અનિયમિતતાએ અનેક રોગદ્વારા સત્યપ્રકાશ પર હુમલો કર્યો. યુવાવસ્થામાં આત્મવિશ્વાસ હોય છે, કોઇ આલંબનની પરવા હોતી નથી. વયોવૃદ્ધિ બીજાનું મોઢું તાકે છે, પારકાનો આશ્રય શોધે છે. પહેલાં તો સત્યપ્રકાશ એક ઊંઘે સવાર કરતો, પણ હવે અડધી રાત અને કયારેક આખી રાત ઊંઘ ન આવતી. એકાકીપણાએ બિચારાને એના ભયંકર સ્વરૂપમાં પજવવા માંડયો. રાત્રે વાતો ય કોની સાથે કરે ? ભીંતોને કાન હોય છે, મોઢું નથી હોતું. હવે તો બન્ને ભાઇઓના પત્રોમાં ભાવને ઠેકાણે વિવેક આવ્યો. એટલે ચારે તરફથી નિરાધારતાએ સત્યપ્રકાશને રૂંધી નાંખ્યો.

શહેરોમાં માણસો ઘણાં હોય છે પણ માણસાઇ વિરલ હોય છે. સત્યપ્રકાશ ભરેલા શહેરમાં પણ એકલો હતો. એના મનમાં એક નવો વિચાર આવ્યો. શા માટે ઘેર ન જાઉં ? કેમ કોઇ સંઘાથીને ન સ્વીકારું ? પણ આ આવેશને એ પોતાની વિવેકશક્તિથી રોકતો. પરંતુ રમતા બાળકને મિઠાઇની યાદ જેમ વારંવાર ઘેર ખેંચી લાવે છે, તેમ એ મધુર ચિન્તા એને વારંવાર સતાવતી.

મહિનાઓ સુધી સત્યપ્રકાશનાં હૃદય અને બુદ્ધિ વચ્ચે યુદ્ધ ચાલ્યા કર્યું એક દિવસ ભુખ્યો તરસ્યો દુકાનેથી આવીને જરા વિશ્રાન્તિ લેતો બેઠો હતો ત્યાં ટપાલીએ કાગળ આપ્યો. એને ત્યાં માત્ર રાનુના કાગળો જ આવતા. પણ આજે આ બીજો પત્ર કેવો ? કોઇ અનિષ્ટની શંકા થઇ. વાંચતાં વાંચતાં કાગળ હાથમાંથી પડી ગયો અને બે હાથે માથું પકડીને એ જમીન પર બેસી ગયો. આ તો દેવપ્રિયાની ઝેરાલી લેખિનીનું પરિણામ હતું. બિચારાનાં ક્રોધ નિરાશા, કૃતઘ્નતા, ગ્લાનિ, વ્યથા બધું એક ઠંડી 'હાય'માં સમાઇ ગયું.

જઇને એક તૂટેલા ખાટલા પર સૂઇ ગયો. માનસિક વ્યથા આપોઆપ પાણી થઇને આંખોમાંથી સરી પડી. એને લાગ્યું કે

આખું જીવન ધૂળધાણી થઇ ગયું. હું જ્ઞાનુનો દુશ્મન? મ એનું જીવન બગાડવા આ પ્રેમનો સ્વાંગ ધર્યો છે. ઓ ભગવાન!

ત્રીજે દિવસે પાછો દેવપ્રિયાનો પત્ર આવ્યો. સત્યપ્રકાશે એને ફાડી નાખ્યો. વાંચવાની હિંમત ન ચાલી. બીજે દિવસે ત્રીજો આવ્યો. પછી તો એ નિત્યક્રમ બની ગયો. રોજનો પત્ર સત્યપ્રકાશના જીવનમાંથી થોડું આયુષ્ય હરી લેતો.

એક મહિનાની ભીષણ હાર્દિક વેદના પછી સત્યપ્રકાશને જીવનથી ઘૃણા થઇ ગઇ. એણે દુકાન બંધ કરી દીધી. બહાર જવું છોડી દીધું. આખો દિવસ ખાટલામાં પડયો રહેતો. અને એ દિવસો સાંભરતા જ્યારે માતા ગોદમાં લઇને બચ્ચી કરતી ને કહેતી 'બેટા!' પિતા સમીસાંજે ઘેર આવીને બહારથી મધુરા હલકે બોલાવતા 'ભાઇ!' માતાની સજીવ મૂર્તિ એની સામે ઊભી રહેતી. પાછું પેલું દશ્ય યાદ આવતું જ્યારે નવી માતાને 'મા' કહીને વહાલ કર્યું હતું અને બદલામાં લાલ આંખોમાંથી ક્રૂર દષ્ટિ મળી હતી. આ યાદ આવતાં જ રડી પડાતું. આમ એક પછી એક સ્મૃતિ તાજી થતી. ઘોડિયા પાસે નાનાભાઇને રમાડવા જતાં જે વીતેલું તે યાદ આવતાં તો એને એમ થતું કે આ જીવનનો હવે અંત કેમ નથી આવતો?

આમ ને આમ દિવસો કપાતા હતા. સાંજ પડી હતી. અંધારૂં ઘેરું બનતું હતું ત્યાં બારણે કોઇએ બૂમ પાડી. સત્યપ્રકાશે કાન દઇને સાંભળ્યું તો પરિચિત અવાજ હતો. જઇને જુએ છે તો જ્ઞાનપ્રકાશ. કેટલો રૂપવાન! પહેલાં તો ઓળખાયો નહિ. એકદમ ગળે બાઝી પડયો. જ્ઞાનપ્રકાશ ભાઈના પગમાં પડયો. બન્ને ભાઇ અંદર આવ્યા. અંદર અંધકાર ભર્યો હતો. સત્યપ્રકાશે પોતાની કરુણ અનાથતા સ્પષ્ટ કરવા દીવો કર્યો. બધી અવસ્થા જોઇને જ્ઞાનપ્રકાશથી રડી પડાયું. ઘર નહોતું, કોઇ ભૂતનો આવાસ

હતો. મોટાભાઇનું જર્જરિત શરીર, પીળું મુખ, ઊંડી ઊતરી ગયેલી આંખો જોતાં જ એનાથી મોટેથી રડી પડાયું.

સત્યઃ " ભાઇ, હું બિમાર છું!"

જ્ઞાનપ્રકાશથી ન બોલાયું.

સત્યઃ " તારા આવવાની ખબરે ન આપી!"

જ્ઞાનઃ " ખબર તો આપી હતી, પણ કદાચ મળી નહિ હોય."

સત્યપ્રકાશે દેવપ્રિયાના રોજ પત્રો આવતા એટલે કાગળો ફોડવાની દરકાર જ કરી નહોતી. પૂછ્યુંઃ " ઘેર બધાં કુશળ છે?"

જ્ઞાનઃ " માતાનો દેહાંત થઈ ગયો."

સત્યઃ " કેમ, બિમાર હતાં?"

જ્ઞાનઃ " ના, ઝેર ખાધું."

સત્યઃ " અને પિતાજી?"

જ્ઞાનઃ " મરવાની અણી પર છે."

સત્યઃ " બહુ બિમાર છે?"

જ્ઞાનઃ " માતાએ ઝેર ખાધું હતું. પિતાજી એમને દવા પીવડાવતા હતા. ઉન્માદમાં ને ઉન્માદમાં એમણે પિતાજીની આંગળી કરડી ખાધી. ત્યારથી એ ઝેરી દાંતથી એમને આખા શરીરમાં હવે ઝેર ફેલાઇ ગયું છે. ડૉકટરો કહે છેઃ હવે નહિ બચે.

સત્યઃ " તો તો ઘર વેરાન થઇ ગયું."

જ્ઞાનઃ " એવું ઘર તો ક્યારનું ય વેરાન થઇ જવું જોઇતું હતું!"

બીજે દિવસે સવારે બન્ને ભાઇઓ કલકત્તાથી રવાના થઇ ગયા.